# માંગરોલની ગાદીના
# મહાન ઓલીયાઓ.

(વેજીટેરીયન મહાત્માઓના ચમત્કારો)

સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર,

**હરગોવનદાસ હરકીશનદાસ.**

સંવત ૧૯૮૫
કારતક માસ

પ્રત ૧૦૦૦

સ. ૧૯૨૮
નવેમ્બર

સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા
શ્રી "અંબીકા વિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં
હ[illegible]ારનદાસ હરકીશનદાસે છાપ્યા.

કીંમત રૂા. ૦-૬-૦

# માંગરોલની ગાદીના
# મહાન ઓલીયાઓ.

(વેજીટેરીયન મહાત્માઓના ચમત્કારો)

સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર,

હરગોવનદાસ હરકીશનદાસ

સંવત ૧૯૮૫ પ્રત ૧૦૦૦ ઇ. સ. ૧૯૨૮
કારતક માસ નવેમ્બર

સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા
શ્રી 'અંબીકા વિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં
હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યા.

કીંમત રૂા. ૦-૬-૦

# ભકતી સાગર.

—o):(o—

આ પુસ્તકમાં એકલબારાવાળા પીર કાયમદીન બાવા સાહેબ, અભરામબાવા, ઉમરબાવા, નબીમીયાં, બડાસાહેબ, જીવણ મસ્તાન, રતનબાઇ વિગેરેના કલામ-ભજન વિસ્તાર પૂર્વક આપવામાં આવ્યાં છે. આ એક ૧૬૮ પૃષ્ટનું ઉમદા પુસ્તક છે. આવા જ્ઞાનના ભજનોની બીજી ચોપડી આજ સુધી એકે છપાઈ નથી. આખા ગુજરાતમાં ઉપલા મહાત્માઓના જે જે ભજનો લોકો ગાય છે તે તમામ તેમાં આપેલાં છે. કીંમત રૂા૦ ૦-૮-૦. પોસ્ટેજ એક આનો જુદો. જોઇએ તો નીચેને સરનામે લખો.

એડીટર-ઝુલ્ફિકાર.

ઠે. હરીપુરા હસનજીના. ટેકરા આગળ મુ.-સુરત.

—:(o):—

**વડોદરા "કેળવણી" માસિકના તંત્રી સાહેબ પોતાના માહે આગષ્ટ ૧૯૧૪ ના અંકમાં લખે છે કે:—**

માંગરોળ વાળા પીર મોટામીયાં સાહેબનાં પડછા માંગરોળમાં બસેંક વર્ષ ઉપર થઇ ગએલા એક મુસલમાન મહાત્માના ચમત્કારની વાતો આમાં લખી છે. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી તેની ભક્તિ કરનાર નીતિથી વર્તનાર, તથા પ્રાણી માત્રનું ભલું કરવાની વાસના વાળા મહા પુરૂષોની વાતોથી ઉત્તમ ચારિત્ર સંપાદન કરવા તરફ વલણ થાય છે. આ મહા પુરૂષ કેવળ વન્સપતિ આહારી હતા, તથા ગાયોનું રક્ષણ કરવાનો ઉપદેશ કરતા હતા. દર વરસે તેમનો ઓરસ ભરાય છે. ત્યાં હિંદુઓ અને મુસલમાનો સાથે છુટથી ભેલાય છે.

# બે બોલ.

દરેક જણ જાણે છે કે માંગરોલના પીરની ધાર્મિક ગાદી આખા મુંબાઈ ઇલાકામાં સઉથી મોટી છે અને તે બધે બધ સારી રીતે જાણીતી છે. આ ગાદીના મહાન ઓલીયાઓએ કોઇ પણ જાતનો ભેદભાવ રાખ્યા વગર આખા ગુજરાત દેશમાં જ્ઞાનનો ફેલાવ ઘણા સારા પ્રમાણમાં કરેલો છે અને એમનું સાહિત્ય પણ ઘણું બહોળું છે. આ ગાદીના મહાત્માઓએ ખુદાઈ જ્ઞાનની બાનો એવા ઉમદા સ્વરૂપમાં જનસમાજ આગળ મુકી છે કે જેને જોઇને દરેક માણસ દંગ થઇ જાય છે. મુસલમાન ભાઇઓને આ ગાદીથી લાભ થયો છે એટલુંજ નહીં, પણ હીંદુ ભાઇઓ માટે પણ તેણે ઘણું કરી દેખાડયું છે.

જીવદયા માટે હીંદુ ભાઇઓ ઘણો પ્રયાસ કરે છે પણ તેમની કોશીશ પણ જોઇએ તેટલી હજુ ફળીભુત થઇ શકી નથી, પરંતુ આ ગાદીના એક મહાન ઓલીયા એકલબારાવાળા પીર કાયમદીન બાવા સાહેબે એને માટે તમામ કોમોના લોકોમાં એટલી તો સજ્જડ છાપ બેસાડી છે કે તેમની [illegible]ગાહની તમામ હદમાં જીવહીંસા કરવી તો એક બાજુએ રહી પણ કોઇથી જીવહીંસાનું નામ પણ લઇ [illegible] જેકે જે ભાઇઓ માંસાહારી હોય છે તેમને પણ [illegible] ની હદમાં જ્યાં સુધી રહેવાનું હોય છે ત્યાં સુધી તેઓ [illegible] ઉ[illegible] છે. તેઓ એ વાત ચોકસ પણે માને છે કે

એ જગામાં જીવહીંસા કે માંસાહારની વાતને કદી ટેકો મળતો નથી, કારણ કે એ પીર સાહેબ ખાસ ફળાહારી અને જીવદયાના હીમાયતી હતા. તેમને આ દુનિયાથી પડદે થવાને દહાડસો કરતાં વધુ વરસ થઇ ગયાં છે પણ તેમણે જીવદયાનો જે પાયો નાખેલો છે તે હજુ પણ જેવો ને તેવો આબાદ છે, બલકે તેને દિવસે દિવસે મજબુતીજ મળતી જાય છે. માંસાહારી ભાઇઓમાં અહીંસા અને જીવદયાની લાગણી જો કોઇએ પણ સફળ રીતે પેદા કરી હોય તો તે આ મહાન ઓલીયાજ છે. શું હીંદુ ભાઇઓ ઉપર આ ઓછો ઉપકાર છે ?

તે પછી બીજા મહાન પુરૂષ પીર મોટા મીયાં સાહેબ (પહેલા) પ્રગટ થાય છે અને તેમણે જીવ દયા સાથે ગાયના પાલન માટે એટલું બધું જોર દીધેલું છે અને તેમાં તેમણે એટલી બધી સફળતા મેળવેલી છે કે એવી સફળતા કોઇને ભાગ્યેજ મળી હશે. તેમનો ઉપદેશ હમેશાં એ હતો કે "કોઈ જાનવરને મારવું તેના કરતાં પોતાના મનને મારવું એ વધારે સારૂં છે. કોઈ પ્રાણીનું માંસ ખાવું તેના કરતાં ગમ ખાવો બેહતર છે." ગાય વિષે પોતે ફરમાવતા કે "તે એક ઉમદા પ્રાણી છે, અને તેનું ઉપયોગીપણું જોતાં ખાત્રી થાય છે કે ખુદા તાલાએ તેને માણસના સુખ માટે પેદા કર્યું છે. દુધ, દહીં, ઘી, વગેરેનો ડગલે ડગલે ખપ પડે છે અને તે પ્રાણી તે સર્વને જોઇએ તેટલું પુરૂં પાડે છે. સાધુઓને છાશનો ખપ પડે છે, એટલે મહાત્માઓની હાજત પણ એનાથી પુરી પડે છે. ખેડુતોની ખેતીનો આધાર પણ તેના ઉપરજ છે. લાખો માણસો તેનાથી પળે છે. તેનું દુધ એવું તો હલકું અને ગુણવાળું હોય છે કે તેનાથી

બાળક તેમજ મોટું માણસ એક સરખી રીતે ફાયદો મેળવે છે, માટે તેનો વેલો વધારવામાં ઘણો લાભ છે," વિગેરે એ મહાન ઓલીયાએ ઉપદેશ આપેલો છે. આ ઉપદેશ પણ દહોડસો વરસ ઉપર આપેલો છે અને એજ પ્રથા આજ પણ ચાલુ છે. હાલના ગાદીપતિ પીર મોટામીયાં સાહેબ પણ એજ ઉપદેશ આપે છે અને ભાર દઇને કહે છે કે "ઘેર ઘેર ગાય" આખા દેશમાં રખાવી જોઇએ.* આપણા હિંદુ ભાઇઓમાં જીવદયા અને ગૌપાલનનું કામ વગર પઇસે કોઇકજ કરનારા નીકળશે, પણ આ ગાદીના મહાત્માઓએ તો શરૂથી આજ સુધી હિંદુ ભાઇઓનું આ ખાસ કામ વગર પઇસે ઘણુંજ ઉત્સાહથી કરી દેખાડયું છે, જેને માટે હીંદુ ભાઇઓ તેમનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

પીર કાયમદીન બાવા સાહેબે જેમ મુસલમાન ભાઇઓને ફાયદો પહોંચાડયો છે તેમ હીંદુ ભાઇઓને પણ ફાયદો પહોંચાડવામાં તેઓ પાછા પડયા નથી. જીવણ ભગત અને તેમની બેહેન રતનબાઇ તથા પુંજા ભગત વિગેરે હીંદુ જાતીના હતા, તેમને છુટે હાથે જ્ઞાનની પ્રસાદી આપવામાં તેમણે જરા પણ પાછી પાની કરી નથી. આ લોકો પુર્ણપદને પામ્યા છે એવું તેમની વાણી (ભજનો) ઉપરથી સાફ દેખાય છે, અને એ બધો આ મહાન પીરનોજ પ્રતાપ છે. આ સિવાય બીજા પણ ઘણા હીંદુ ભાઇઓને તેમનાથી જોઇએ તેવો લાભ મળેલો છે. આ પીર સાહેબને હીંદુ ભાઇઓ

---

* આ કામ માટે તેઓ આખા મુંબાઇ ઇલાકામાં ફર્યા છે એટલુંજ નહી, પણ પંજાબ અને સીંધ સુધી પણ જઇ આવ્યા છે.

ઉપર ઘણોજ પ્રેમ હતો. મહી નદીના કિનારે આવેલા તમામ હીંદુ ઠાકોરો અને ખાસ કરીને એકલબારાના ઠાકોર સાથે તેમનો ઘાડો સંબંધ હતો અને એ સંબંધને લીધેજ તેમની લાશ મર્યા પછી પણ એકલબારે આવી હતી. તેઓ ખાનદેશ જીલ્લાના શાહદા તાલુ-કાના ધોકડા ગામે પડદે થયા હતા, પણ એકલબારેથી જતી વખતે ત્યાંના ઠાકોરને પોતે વચન આપી ગયા હતા કે "તારો પ્રેમ એવો છે કે હું પાછો જરૂર એકલબારે આવીશ. જો જીવતો નહીં આવું તો મુવે પણ આવીશ." અને એ વચન પોતે મરીને પણ પાળ્યું. હવે આના કરતાં હિંદુ ભાઇઓ માટે વિશેષ લાગણી બીજી કઇ હોઈ શકે? આવો ચોખ્ખો મામલો છે તો પછી હીંદુ ભાઇઓ એ પીરને માને એમાં નવાઈ જેવું શું છે?

પીર મોટામીયાં સાહેબે પણ દહોડસો વરસ ઉપર શુકલ-તિર્થમાં રહેતા એક સાધુને માટે ખાસ કાળજી રાખી તેને ખરો માર્ગ બતાવ્યો હતો અને તેનું કલ્યાણ કર્યું હતું. બીજા પણ કેટલાક સાધુઓને ભેદભાવ રાખ્યા વગર તેમણે જ્ઞાનનો લાભ આપ્યો હતો જેથી તેઓ પોતાના દેહનું સાર્થક કરવા ભાગ્યશાળી થયા હતા. તે ઉપરાંત તેમણે બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર, રજપુત, કોળી, ભીલ વિગેરે જ્ઞાતીના ભાઇઓને પણ ઘણોજ ફાયદો પહોંચાડયો હતો અને ઘણાના કામ કર્યાં હતાં. નાંદોદ રાજયની ગાદી અને વાંસદા રાજ્યની ગાદી પણ હાલના રાજકર્તાઓના વડીલોને આ પીર સાહેબના વંશજોના આશિર્વાદથીજ મળી હતી. એવા તો બીજા ઘણાએ દાખલા છે જે એ ગાદીના પીરોના હીંદુ ભાઇઓ પ્રત્યેના પ્રેમ વિશેના જાણીતા

છે. આ બધા દાખલા જો ભેગા કરવા બેસીએ તો એક પુસ્તક ભરાય તેટલા નીકળે એમ છે. હજું પણ એ ગાદીના પીરોની લાગણી હીંદુ ભાઇઓ માટે તેટલીજ છે, કારણ કે તે અસલથી હીંદુ મુસલિમ એકતાની હિમાયત કરતી આવી છે.

હાલના પીર મોટામીયાં સાહેબ પણ એજ પ્રમાણે વર્તી રહ્યા છે. તેમણે સચીન રાજ્યનો નાયબ દીવાન જેવો મોટો હોદ્દો જતો કરી લોકોની સેવા કરવાનું કામ ઉપાડયું છે અને તેમણે કોળીઓ ભીલો અને અંત્યજોને હમેશાં સારો બોધ કરી દારૂ તાડી જેવી હાનીકારક વસ્તુઓ તેમની પાસે છોડાવી છે અને તેમને ભકતી માર્ગે ચડાવી પ્રભુ ભજન તરફ દોર્યા છે જેથી એ ભાઇઓને ઘણોજ ફાયદો કરી આપ્યો છે. જો ખરૂં પુછો તો હીંદુ મુસ્લિમ એકસંપી ઉપરાંત દારૂ નિષેધ અને અંત્યોજોધ્ધારનું ખરૂં કામ તેમણે વગર પઇસે કરી દેખાડયું છે. તેમણે એ કામ માટે બીજાઓની માફક કોઇની પાસે કાંઇ પણ ફાળો માંગ્યો નથી. આવા વગર પઇસે કામ કરનારા કેટલા નીકળશે? આ ઉપરાંત આજે પણ કોઇ હીંદુઓનું કામ આવે છે તો તેઓ મફત કરી આપે છે અને તેમને માટે હમેશાં બનતી કોશીશ કરવામાં ચુકતા નથી. આ હકીકત જે હીંદુ ભાઇઓ તેમના સહવાસમાં આવે છે તે સારી પેઠે જાણે છે.*

---

* તેમની આવી લાગણી માટે તો કેટલાક મુસલમાન ભાઇઓ વગર સમજે તેમાથી છેડાયા હતા અને આજ પણ કેટલાક છેડાએલા રહેતા હશે પણ વખત આવે તે સઉ મટી જશે.

મુંબઇના હીંદુ ભાઇઓએ તેમની ભલી કોશીશો માટે બે સોનાના ચાંદ આપવા માધવ બાગમાં મોટી મીટીંગ કરી હતી પણ તેમણે તે ચાંદ નહીં સ્વીકારતાં ચોખ્ખું કહી આપ્યું હતું કે હું તમારી વગર પઇસે સેવા કરવા હમેશાં તૈયાર છું.

થોડા વખત ઉપર શેત્રુંજયાની જાત્રાના કર વિશે પાલીતાણા દરબાર અને જૈન ભાઇઓ વચ્ચે જબરો કજીઓ ઉભો થયો હતો ત્યારે પણ આ પીર સાહેબે નિખાલસપણે જૈન ભાઇઓની તરફેણ કરી હતી, અને જબરી દલીલો કરી તેમના કામને જાહેર ટેકો આપ્યો હતો જેનો સરકારે પણ નોંધ લીધી હતી, અને આખરે જૈન ભાઇઓ ફતેહમંદ નીવડયા હતા. તેમણે આ કામ માટે સબળ દલીલોવાળી એક બુક તૈયાર કરી તેની હજારો કોપીઓ પોતાના ખરચે લોકોમાં મફત વહેંચી હતી છતાં જૈનો પાસે તે માટે એક પાઇ પણ માગી નહોતી. આ હીંદુ ભાઇઓની લાગણી નથી તો બીજું શું છે?

ઇ૦ સ૦ ૧૯૨૭ ની શાલમાં આખા ગુજરાતમાં વરસાદનું ભારે તોફાન જાગ્યું અને પાણીની દુઃખદાયક રેલ આવી ત્યારે પણ આ પીર સાહેબ ભારે વરસાદમાં કેડ કેડ પાણીમાં બધે જાતે ફર્યા હતા, અને તમામ ગરીબોને દિલાસો આપી તેમને દરેક વાતે મદદ કરવા કરાવવા દરેક કોશીશ કરી હતી જેનો સારી રીતે અમલ તેમણે થયો હતો. આ કામ માટે પણ તેમણે પોતાને કે પોતાના માણસોને માટે એક પાઇનો પણ ફાળો બીજાઓની માફક કોઇની પાસે માગ્યો ન હોતો. બધે પોતાનાં ખરચેજ ફર્યા હતા. આમાં તેમણે નાતજાતનો

જરા પણ ભેદ ગણ્યો ન હોતો. આ તેમની પરોપકાર બુધ્ધી અને શુભ લાગણી નથી તો બીજું શું છે?

ઇ૦ સ૦ ૧૯૨૮ની સાલમાં મુંબાઇની કોરપોરેશને કેટલાક હીંદુ સુધારકોના કહેવાથી પોતાની તમામ નિશાળોમાં ભણતા બાળકોને એકજ પવાલામાં પાણી પીવાડવાનો ફરજીયાત ઠરાવ પસાર કર્યો ત્યારે આખા મુંબાઇ ઈલાકાના સનાતની હીંદુભાઇઓની ધાર્મિક લાગણી બેહદ દુઃખાઈ. તેમણે મુંબાઇમાં આ ઠરાવ સામે વાંધો ઉઠાવવા માધવબાગમાં એક જબરી મીટીંગ બોલાવી હતી તેમાં પીર સાહેબ પણ શામીલ થયા હતા. અને તેમણે હીંદુભાઈઓની તરફેણમાં એવી તો સચોટ દલીલો તે વખતે રજુ કરી હતી કે ઠરાવ કરનારા હરી ગયા હતા, અને પાછળથી કોરપોરેશને પોતાનો ઠરાવ રદ કર્યો હતો. હવે જો તેમને હીંદુ ભાઇઓની લાગણી ન હોય તો તેમને આવી ખાસ હીંદુઓનેજ લગતી બાબતોમાં સામીલ થવાની કાંઇ જરૂર નહોતી. પણ આપણે જાણીએ છીએ કે તેઓ દરેક કોમને પ્રેમની નજરથી જુવે છે અને દરેકને અડચણ વખતે હમેશાં બનતી મદદ કરે છે. આવું છે તેથીજ તમામ કોમના માણસો તેમને માને છે અને તેમની પાસે વારંવાર જાય છે.

બીજા ધર્મગુરૂઓ એશ આરામમાં મોજમજા ઉડાવે છે ત્યારે આ ધર્મગુરૂ હમેશાં ગામેગામ ફરે છે અને લોકોની સેવા બજાવે છે, અને પોતાના આરામનો ભોગ આપે છે. જ્યાં આવી પરોપકાર વૃત્તિ હોય ત્યાં તમામ લોકો તેમને માને એમાં નવાઈ શું? અહીં નાત જાતનો સવાલ શું છે? કબીર સાહેબ, રોહીદાસ, સૂપચ ભગત વિગેરે કઇ ગ્નાતીના હતા અને આજે તેમનું સ્થાન કેવું છે? જ્યારે એવા

લોકો હિંદુઓમાં મોટા મહાત્મા ગણાઇ ગયા છે તો પછી આવા એક ઉંચ કુટુંબના બાદશાહી ફકીરને લોકો મોટા મહાત્મા અને જગતગુરૂ માને એમાં અજાયબ થવા જેવું શું છે? આમાં ખોળીયાનો કાંઈ સવાલ નથી. ખોળીયું ગમે તેનું હોય, આપણે તો અંદરની ખરીજ વસ્તુ જોવાની છે. મચ્છાવતાર, કચ્છાવતાર, વરાહઅવતાર વિગેરેમાં ખોળીયું નથી જોવાયું તો અહિં તે શી રીતે જોવાય? એ ખોળીયામાં કોણ છે અને તે શું કામ કરે છે તેજ આપણે જોવાનું છે અને ખરી હકીકત એજ છે. આત્માની જાત પુછાતી નથી તેમ સાધુ–ફકીરની જાત પણ પુછાતી નથી પણ તેના કામ અને ગુણ પુછાય છે. કહ્યું છે કે:—

**જાત ન પુછીએ સંતકી, પુછ લીજીએ જ્ઞાન,**
**મૂલ કરો તલવારકા, પડા રહેનેદો મિયાન.**

આપણે આપણું કામ કરવાનું છે, નાત જાત સાથે આપણે શું કામ છે. એક નિશાળમાં હલકી જ્ઞાતીનો માસ્તર હોય છે તેની પાસે ઉંચી જ્ઞાતીના છોકરાઓ પણ શિક્ષણ લઇ ફાયદો મેળવે છે. તે વખતે નાત જાતનો સવાલ કોણ ઉભો કરે છે? અહીં તો માત્ર પોતાનો લાભ લોકો જુવે છે, નાત જાત જોતા નથી. તેજ પ્રમાણે આ હકીકત છે. વળી રજપુત રાજાઓ અને ઠાકોરો બલ્કે મુસલમાન નવાબો અને સરદારોના ત્યાં બ્રાહ્મણો, વાણીઆ, અને તેવાજ બીજા ઉંચા ભાઇઓ પેટને ખાતર તેમની સેવા ચાકરી કરે છે ત્યારે કોણ નાત જાત જુવે છે? તે ઉપરાંત ઢેડ કે ભંગી પાસેથી કામકાજ અંગે પઇસા, રૂપીઆ કે નોટો ઉંચી જાતના લોકો લે છે ત્યારે પણ

કોણ નાત જાત જુવે છે? આવી બાબતોમાં નાત જાતનો સવાલ આવી શકતો નથી તો પછી સાધુઓ–ફકીરોની બાબતમાં તે શી રીતે આવી શકે ? ભલે તમે નગારાં [illegible] ગાયો. એમાં કોઇ ના કહેતું નથી પણ મહાત્માઓની વાતમાં શા માટે આવી વાતો ઉભી થવી જોઇએ ? આપણે તેમના ગુણથી કામ છે. નાત જાતથી કામ નથી. શ્રી રામચંદ્રજી તથા શ્રી કૃષ્ણજી ક્ષત્રી કુળના હતા. ક્ષત્રી કુળ એ બ્રાહ્મણ કુળથી ઉતરતું કહેવાય છે છતાં મોટા મોટા બ્રાહ્મણો શ્રી રામચંદ્રજી અને શ્રી કૃષ્ણ મહારાજના નામની માળાઓ ફેરવે છે, તો એ ગુણનીજ માળાઓ છે કાંઈ નાત જાતની નથી. મહાત્માઓની બાબતમાં ગુણનોજ સવાલ છે, અને ગુણ એજ મોટી વસ્તુ છે. ઓલીયાઓ અને પીરો પણ મહાત્માજ છે કારણકે તેઓ જગતને ફાયદો પહોંચાડવાનુંજ કામ કરે છે. તેમણે જો નાત જાતનો સવાલ રાખ્યો હોત તો તેઓ હિંદુ ભાઇઓને પોતાની જગામાં આવવા દેતજ નહિં, કે તેમનું કોઈ પણ કામ તે કરતજ નહીં; પણ તેમણે એવું કશું રાખ્યુંજ નથી.

માંગરોલની ગાદીના મહાન પીરોએ હમેશાં નાત જાતનો ભેદ રાખ્યા વગર તમામ ભાઇઓનું કલ્યાણ ઇચ્છયું છે અને હમેશાં લોકોને ફાયદા પહોંચાડયા છે અને એજ કારણથી ઘણા લાંબા વખતથી તેમના ઉરસો–જયંતીઓ દર વરસે થયા કરે છે. આ ઉરસોમાં ઘણા લોકો ભેગા થાય છે અને તેમાં હીંદુ મુસલિમ એકસંપીનું પણ સારૂં તત્વ હોય છે. તે ઉપરાંત આ ઉરસોથી ફાયદોજ થાય છે. કારણકે ઉરસોમાં ઘણી દુકાનો આવે છે, જબરો વેપાર ચાલે છે, અને સારો નફો થાય છે તેમાં મોટી સંખ્યા હિંદુ દુકાનદારોનીજ હોય છે.

વળી આ ઉરસમાં ગાડાં વાળા, મોટરો વાળા, બીજા મજુરો વિગેરે પણ વધારે ભાગે હિંદુ હોય છે જેમને સારી રોજી મળે છે. તે ઉપરાંત ગાયકવાડી રાજ્યની રેલ્વે તથા રાજપીપલા (નાંદોદ) રાજ્યની રેલ્વેને પણ તેથી ઘણો નફો થાય છે અને આ રાજ્યો પણ હિંદુ રાજકર્તાઓના હોવાથી એ નફો પણ તેમના ત્યાં જાય છે. આથી સાફ જણાય છે કે આ ઉરસોથી હિંદુ ભાઇઓને કોઇ પણ જાતનું નુકસાન નથીજ. આ ઉરસોમાં હિંદુ મુસલમાનો બધાજ એક સંપીથી પોતાનું કામ કરે છે અને ફાયદો મેળવે છે એટલે ઉરસો વાળી જગાઓ હિંદુ મુસ્લિમ એકતાનાં મથકોજ છે. હિંદુ મુસલમાનો બંને એક ઠેકાણે ભેગા થઇ પોતાનો ધંધો કરે અથવા પોતાના નફાનુ બીજુ કાંઈ કામ કરે તેમાં વટાળ જેવું કે નુકસાન જેવું શું છે? સેંકડો હિંદુઓ આ ઉરસોમાં ભાગ લે છે તો તેમને પુંછો કે તમને શું નુકસાન થયું છે? ત્યારે ઉરસો અને પીરો વિરૂદ્ધ પોકાર ઉઠાવવાનું કારણ શું? તેમણે આપણું શું બગાડયુ. છે? તેમણે તો વગર પઇસે આપણી સેવા બજાવી છે, અને હજુ એ સેવા ચાલુજ છે.

હાલના પીર મોટામીયાં સાહેબ ભીલ કોળી અને અંત્યજોને ઉપદેશ આપી તેમની પાસે દારૂ તાડી મુકાવે છે અને તેમને ભકતી માર્ગે ચઢાવે છે, અને લોકોને "ઘેર ઘેર ગાય" પાળવા બધે ફરી બોધ કરે છે, અને આ કામ તેઓ ઘણા વખતથી વગર પઇસે કરે છે. હવે કેટલાક લોકો આપણામાં એવા પણ છે કે જે ભીલોના અને અંત્યેજોના ઉદ્ધારના નામે તથા ગાયોના નામે લોકો પાસેથી હમેશાં ફાળા ઉઘરાવે છે પણ તેથી કામ કાંઈ થતું નથી. લોકો ફાળો આપતી વખતે તેમને આ પીર સાહેબનો દાખલો આપી

તેમની માફક વગર પઇસે કામ કરવા કહે છે તો તેઓ ચુપ થઈ જાય છે અને પીર સાહેબને પોતાના ફાળા । કામમાં એક નડતર જેવા સમજે છે. આથી તેઓ પીર સાહેબને પોતાના રસ્તામાંથી ખસેડવા હીંદુ ભાઇઓ આગળ તેમને ખોટા રૂપમાં ચીતરે છે અને પોતાની વાતને મજબુતી આપવા તેમને હીંદુભાઇઓના વિરોધી અને તેમને ભ્રષ્ટ કરનારા બતાવવા કોશીશ કરે છે! આ છે પીર સાહેબનો ગુન્હો! આથીજ તેમના ઉપર નકામા હુમલા થાય છે અને તેમને બદનામ કરવામાં આવે છે. નહીં તો અમે તો તેમને કોઇ દિવસ કોઇ પણ હીંદુને ભ્રષ્ટ કરતાં કે નુકસાનમાં નાખતાં જોયા નથી. એવી વાતો હીંદુ મુસલમાનોને લડાવવાનો તથા લોકો પાસેથી ફાળા ઉઘરાવી પોતાનું પેટ ભરવાનો જે લોકો ધંધો લઇ બેઠા છે તેઓ કદાચ ઉપાડતા હશે. તેઓ પીર સાહેબની માફક વગર પઇસે કામ કરતા નથી પણ રાત દીવસ પઇસા ઉઘરાવે છે અને પોતાના સ્વાર્થની ખાતર નકામા હીંદુ મુસલમાનોમાં કજીઆ ઉભા કરી બંનેને નુકસાનમાં નાખે છે. જો આવું ન હોય તો કહો કે આવા ઝગડાથી આપણને આજ સુધીમાં શું ફાયદો થયો છે? બંને ભાઇઓમાં બેદીલી પેદા થઈ છે, માથાં ફુટયાં છે, ખુનો થયાં છે, કેસો પાછળ લાખો રૂપીઆનું નુકસાન થયું છે, સેંકડો ભાઇઓ જેલમાં ગોંધાયા છે, સજા પામેલાઓના ઘર બરબાદ થયાં છે, તેમના છોકરાં ભુખે ટળવળી રહયાં છે. આ દુઃખદ સ્થીતી થઇ છે તો પણ એ ઝગડાખોરોને સંતોષ થતો નથી. અને હજુ પણ હીંદુ મુસલમાનોને લડાવવાનોજ તેઓ ધંધો કરી રહયા છે. આ છે પીર

સાહેબને બદલામ કરનારા અને તેમને ખોટા ચીતરનારા! પણ તેમણે સમજવું જોઇએ કે લોકો આવી વાતોથી હવે જાણકાર થઇ ગયા છે એટલે હવે ચુપ બેસવામાં ફાયદો છે. આમ ભાઇઓ ભાઇ ઓમાં લડાઇ કરાવવાથી કાંઈ લાભ નથી. હવે ફાળા ઉઘરાવવાનું અને નીંદા કરવાનું પડતું મુકી કાંઇ ધંધો પકડો કે તમને અને કોને લાભ થાય. સારા પુરૂષોનું બુરૂં બોલવાથી કોઇને ફાયદો થયો નથી કે થવાનો નથી. માંચરોલના મહાન પીરોએ જે કામ કર્યું છે તે કોઇથી અજાણ્યું નથી. તેમણે કોમ કોમ વચ્ચે અસલથી જરા પણ તફાવત ગણ્યો નથી, કે કોઇને નુકસાન પહોંચાડયું નથી, બલકે બધાનાજ કલ્યાણ માટે તેમણે કોશીશ કરી છે જે આ પુસ્તક વાંચવાથી જણાઈ આવશે.

હીંદુ મુસલમાનોમાંથી કજીઆ દુર થાય એ હેતુથીજ આ પુસ્તક તૈયાર કરી બહાર પાડવામાં આવ્યું છે કે ભાઇઓ એ ગાદીના મહાત્માઓથી વાકેફ થાય. સ્વામી અખંડાનંદ જેમણે “સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય” કાયમ કર્યું છે તેમણે “મુસ્લીમ મહાત્માઓ” નામનું એક ઉમદા પુસ્તક બહાર પાડયું છે તેથી મુસ્લીમ મહાત્માઓનાં એવાંતો ઉમદા જીવન ચરિત્રો જાણવામાં આવ્યાં છે કે તેની કાંઈ હદ નહીં. સ્વામીજીએ એ પુસ્તકના નિવેદ-નમાં ૨.૦ મા પાને લખ્યું. છે કે “ઋષીમુનિઓ ‘બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ’ એવું ઉપદેશી ગયા છે. જો એ કથન સાચુંજ હોય તો આ ગ્રથમાં વર્ણવેલા મુસ્લીમ મહાત્માઓને બ્રાહ્મણ, ઋષી. અથવા મહાત્મા કહેવા એ કોઈ પણ રીતે ખોટું કે વધારા પડતું નહીં

ગણાય. "સ્વામીજીએ ઘણા મુસ્લીમ મહાત્માઓનાં જીવન ચરિત્ર તે પુસ્તકમાં આપ્યાં છે, અને તેમાં તેમણે ભલામણ કરી છે કે હીંદુ લેખકોએ મુસલમાન ધર્મની ખુબી પોતાની કોમના લોકોને સમજાવવી જોઇએ અને મુસલમાન લેખકોએ હીંદુ ધર્મની ખુબી પોતાની કોમના લોકોને સમજાવવી જોઇએ. સ્વામીજીનું આ કથન મને ઘણુંજ સારૂ લાગ્યું છે અને તેથીજ હું આ પ્રયાસ કરૂં છું.

આ પુસ્તકમાં જે હકીકત આપવામાં આવી છે તે એ ગાદીના ઔલીયાઓ વિશે લખાએલાં જુદાં જુદાં પુસ્તકો તથા વર્તમાન પત્રો ઉપરથી લેવામાં આવી છે. એ મહાત્માઓના ચારિત્રમાં ઘણું જાણવાનું મળે એમ હોવાથી હું તે તમામ આ પુસ્તકનાં રૂપમાં ભાઇઓ આગળ રજુ કરૂં છું તો આશા છે કે ભાઇઓ તેને બરાબર જોશે અને તેથી લાભ મેળવશે.

લી○ પ્રકાશક.

૭૮૬

## માંગરોલ વાળા મહાન

# પીર મોટામીયાં સાહેબ.

## ખુદા તઆલાની હમ્દ.

૧ ગુલમેં ગુન્ચેમેં દરખ્તોંમેં ફિઝા તેરી હે
શાન હર શએ મેં દો આલમ કે ખુદા તેરી હે
૨ દએર મેં કાબેમેં મસ્જીદમેં વ બુત્ખાનેમેં
આબો આતિશમેં સમન્દરમેં અદા તેરી હે
૩ કોન્સી જા મેરે ખાલિક તું નહીં જલ્વા-નુમા
ઝર્રે ઝર્રે મેં દરખશાન્દા ઝિયા તેરી હે
૪ તેરી કુદરતકે સિવા સબકો ફના હોના હે
માલેકુલ-મુલ્ક ફકત ઝાતે બકા તેરી હે
૫ પહોંચ હી જાયગા બર મંઝિલે મકસૂદ "એજાઝ"
જાન જબ મુરશદે કામિલ પે ફિદા તેરી હે.

# રસૂલે મકબૂલની શાનમાં.

૧ લે ખબર બેહરે ખુદા ખત્મે નુબુવત વાલે
જાં બ-લબ હેં તેરે દીદારકી ચાહત વાલે
૨ તુ હે મેહબુબે ખુદા સાકીએ કૌસર અહમદ
શાદમાં હશ્રમેં હોંગે તેરી ઉમ્મત વાલે
૩ હે ઝીયા નૂરે ઇલાહીકી ઉન્હોકે દિલ મેં
કયું હોં મોહતાજ તેરે દીનકી દોલત વાલે
૪ શોર કર રોઝે જઝા તુજસે કહીંગે મુશરિક
બખશવા હમકો ભી સરદાર શફાઅત વાલે
૫ મર મિટું કયું ન ભલા ઇશ્કે મોહંમદ મેં 'એનાફ'
જીસપે કુરબાં હેં દિલો જાં સે હકીકત વાલે.

ભરૂચ અને સુરત વચ્ચે આવેલા કોસંબા-ઝંખવાવ રેલ્વેના પ્રખ્યાત માંગરોલ ગામમાં સૈયદના હજરત મુઇનુદ્દીન ચિશ્તી ઉર્ફે પીર મોટામીયાં સાહેબની દરગાહ છે. તેમનો ઓરસ દર વરસે પોશ સુદ બીજને રોજ મોટી ધામધુમથી માંગરોલમાં થાય છે. આ પીર સાહેબ એકલબારાવાળા પ્રખ્યાત વેજીટેરીઅન મહાત્મા પીર સૈયદના શાહ કાયમદીન બાવા સાહેબના ભાઈ પીર ઇનાયતમીયાં સાહેબના*

* પીર ઇનાયત મીયાં સાહેબ ઉત્તર ગુજરાતના ભાગમાં ફરતા હતા અને ઘણો ભાગ પાલણપુરમાં રહેતા હતા.

દીકરા હતા. તેમનો જન્મ આજથી આસરે બસો વરસ ઉપર અમદાવાદ પાસેના કડી ગામમાં થયો હતો. તેમના વડીલો પ્રથમ પંજાબના પાકપટ્ટન શહેરથી ગુજરાતમાં અમદાવાદ પાસે પીરાન પટ્ટન (પાટણ)માં આવીને રહ્યા હતા અને ત્યાંથી કડી તરફ આવ્યા હતા. તેઓ ચિસ્તીઆ સંપ્રદાયના છે અને હજરત સૈયદ મસઉદ શેખ ફરીદ શકરગંજ× ચિસ્તીના ખાનદાનમાં છે. તેમનું અસલ નામ હજરત મુઈનુદ્દીન ચિસ્તી હતું પણ લોકો તેમને "મોટામીયાં"ના નામે વધારે ઓળખતા હતા. મોટાનો અર્થ ગુજરાતીમાં વડીલ અથવા મહાન એવો થાય છે અને એ પીર તે વખતે ઘણા મોટા મરતબાવાળા ગણાતા હતા તેથી લોકો તેમને "મોટામીયાં" નામથી વધારે ઓળખતા હતા. જેવો સીધી, પંજાબી વિગેરેમાં "વડા"નો અર્થ થાય છે તેમ ગુજરાતીમાં મોટાનો અર્થ થાય છે. મોટાનો અર્થ ઉર્દુમાં બુજુર્ગ, મુકદ્દસ, મોઅઝ્ઝીમ, આલીવિકાર, મોહતેરમ વિગેરે થાય છે.

## કુરાન શરીફ એકદમ મહોડે.

પાંચ વરસની ઉમરે તેમને મદરસામાં મુકવામાં આવ્યા હતા. અરબી મદરસામાં જે છોકરા વધારે શીખેલા હોય છે તે પાછળનાઓને સબક (પાઠ) આપે છે તેમ આ મદરેસામાં પણ થતું હતું. એક દિવસ જે છોકરો તેમને સબક આપતો હતો તેણે ઉસ્તાદ (મહેતાજી)ને કહ્યું કે મોટામીયાં બરાબર સબક યાદ કરતા નથી.

---

× "સીયાદતે-ફરીદી" નામના ઉરદુ પુસ્તકમાં બાવા ફરીદ સાહેબ સૈયદ હોવાનું ચોખ્ખું બતાવેલું છે.

તે ઉપરથી ઉસ્તાદે તેમને પોતાની પાસે બોલાવી સબક વાંચવા કહ્યું. હજરત તે વખતે અમ્માનો સિપારો (કુરાન શરીફનું પ્રથમ પ્રકરણ) શીખતા હતા ત્યાંથી તેમણે વાંચવાનું શરૂ કર્યું, અને વાંચતાં વાંચતાં અડધા કુરાન શરીફ સુધી આવી ગયા! આ જોતાં ઉસ્તાદ તથા બીજા હેરત પામી ગયા. ત્યારથી તેમને સબક વાંચવાનું કોઈ કહેતું નહી. ઉસ્તાદે કહ્યું કે એ તો ખુદાના હુકમથી શીખીને આવેલા છે, એમને શીખાડવાની કાંઇ જરૂર નથી.

## કાંકરાની સાકર.

• એક દિવસ મદરસામાં કોઇ નવો છોકરો દાખલ થવાથી તેના બાપ તરફથી છોકરાઓને સાકર વહેંચવામાં આવી. આ વખતે કેટલાક છોકરાઓ હાજર નહીં હોવાથી રહી ગયા. જ્યારે તેઓ આવ્યા ત્યારે સાકર નહી મળવાથી દીલગીર થવા લાગ્યા. મોટામીયાં સાહેબે કહ્યું કે શું સાકર જોઇએ છે? એમ કહી પોતે મદરસાના કમ્પાઉન્ડમાં પડેલા કાંકરા લઈ તેની ઉપર ફુંક મારીને પેલા છોકરાઓને હાથ ધરવા કહ્યું. જેવા તેઓ લેવા જાય છે તેવાજ તેમના હાથમાં સાકરના ગાંગડા આવ્યા. આથી છોકરાઓએ અજાયબ થઇને ઉસ્તાદને આ હકીકત કહી, તેથી ઉસ્તાદ તેમની તરફ માનની નજરથી જોવા લાગ્યા. બે ત્રણ વરસ તેઓ મદરસામાં રહ્યા પણ કદી ઉસ્તાદે તેમને સબક માટે તાકીદ કરી નથી. તેઓ કુરાન શરીફના હાફેજ હતા અને ફારસી તથા અરબીનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો અને તેમાં પ્રવિણતા મેળવી હતી.

## ધુળના ગોળા લાડુ થઇ ગયા.

બાર વરસની ઉમરમાં એક દિવસ તેઓ કડીના તળાવ તરફ બીજા

છોકરાઓ સાથે ફરવા ગયા હતા. ત્યાં છોકરાઓ રમવા માટે ધુળના ગોળા બનાવીને ઉડાવતા હતા, અને ગમ્મત કરતા હતા. એક છોકરાના હાથમાંથી ધુળના બે ગોળા લઇને પોતે કહ્યું કે ચાલો લુગડું ધરો અને ખાવા તૈયાર થઇ જાઓ. છોકરા તૈયાર થઇ લુગડું ધરી ઉભા રહ્યા, અને પોતે પેલા ગોળા આકાશ તરફ ફેંકયા. જેવા પેલા ગોળા ધરેલા લુગડાની ફાંટમાં પડયા તેવાજ લાડુ થઇ ગયા, અને બધા હરખભેર ખાવા લાગ્યા. તળાવ ઉપર આ કરામત જોઈ ઘણા લોકો ભેગા થઈ ગયા ત્યારે પોતે કહ્યું કે લુગડું ઢાંકી દો અને બધાને આપતા જાઓ. કહે છે કે આ વખતે તળાવ ઉપર હાજર હતા તે તમામ લોકોએ લાડુ ખાધા હતા તો પણ પાછળથી જોયું તો હજુ લુગડામાં કેટલોક ભાગ કાયમ હતો. તેમના પીતાને આ બાબતની ખબર પડતાં તેમણે હજરતને આવી કરામતો દેખાડવા મનાઇ કરી તેથી પોતે ચુપ થઇ ગયા. કહે છે કે કડીમાં તેમણે કબરસ્તાનના દસ છિલ્લા, તળાવના બાર ચિલ્લા, કુવાના પંદર છિલ્લા, અને બીજા પરચુરણ પચીસ છિલ્લા, એ રિતે બાસઠ છિલ્લા યોગ સાધના માટે કર્યા હતા. ઘણો વખત ઘર આગળ ભોંયરામાં રહી મુરાકેબા–સમાધીનો પ્રયોગ કર્યા કરતા હતા.

## સવાશેર ખીચડીમાં સો માણસ જમાડયા.

જેમ જેમ ઉમર વધતી ગઇ તેમ તેમ ખ્યાતી પણ વધતી ગઇ અને દુર દુરથી લોકો તેમના દીદાર માટે આવવા લાગયા. હજારો જણાને મુરીદ થવાની ખાહેશ થઇ. અમદાવાદ, સીધપુર, પાલનપુર, ખેરાળુ/વડનગર, ઉંઝા, લુણુવા, દાસેજ, પાટણ, મહેસાણા, વીસનગર, વીરમગામ, માંડલ, વીજાપુર, ભાલક વીગેરે આસપાસના ગામોના લોકો ઘેર આવી તેમના મુરીદ થયા.

એક દિવસ પોતે ઘર આગળ હતા તેવામાં પાલણપુર, ખેરાળુ અને વડનગર તરફના ઘણા લોકો ત્યાં દીદાર કરવા આવી પહોંચ્યા. નોકરે એક હાંડલીમાં સવા શેરની ખીચડી ચુલે મુકી હતી તે તૈયાર થઇ ગઇ હતી. નોકરે પીરને આવીને કહ્યું કે "મેં તો સવાશેર ખીચડી રાંધી છે, અને અહીં તો સો માણસ આવી ચડ્યા છે." ત્યારે પોતે કહ્યું કે "લે આ મારી પીછોડી લઇજા અને હાંડલી ઉપર ઢાંકીને "બિસ્મિલ્લાહ" બોલીને કહાડતો જા. તારે હાંડલીમાં જોવું નહીં." પેલાએ જઇને હાંડલી ઉપર પીછોડી ઓઢાડી બિસ્મિલ્લાહ બોલી ખીચડી પીરસવા માંડી. સો માણસ ખાઇ રહ્યા તો પણ પાછળથી જોયું તો ખીચડી તેટલીને તેટલી હતી. પેલા આવેલા માણસો નજરો નજર જોતા હતા કે આટલી નાની હાંડલીમાંથી આટલી બધી ખીચડી નીકળે છે શાથી? ખાઈ રહ્યા પછી પીરે નોકરને કહ્યું કે કેમ બધા માણસો ખાઇ રહ્યા? ત્યારે તેણે કહ્યુ કે હા બાવા સાહેબ, આપની પીછોડીની બરકતથી બધા ખાઈ રહ્યા. પીરે કહ્યું કે ભલા માણસ, પીછોડીનું ગજું શું કે આટલા બધા માણસ ખવડાવે, એતો બિસ્મિલ્લાહની બરકતનુ પરિણામ છે. એમ કહી બિસ્મિલ્લાહની ખુબીઓનું વર્ણન કરી બતાવ્યું.

## કડીથી નીકળવું.

આ વખતે ઘણા ખરા પીરજાદાઓ કડીમાં કાજી (કાલી) શેરીમાં રહેતા હતા. પીર મોટામીયાં સાહેબનો મુકામ પણ પહેલાંથી ત્યાં આગળ હતો.[1] પણ કડીમાં હઝરત તાજુદ્દીન સાલેહ ઉર્ફે પીરે

[1] હાલ પણ ત્યાં કેટલાક મકાનો હાલના પીર મોટામીયાં સાહેબના કેબજામાં છે. એક ઘરમાં તો પીરનો પલંગ પણ છે.

અનસારી (હમસારી) સાહેબ જેઓ પીર મોટામીયાં સાહેબના વડીલ હતા, અને જેઓ ચિશ્તિયા સંપ્રદાયના એક મહાત્મા હતા તેમની દરગાહનો વહીવટ પીર મોટામીયાં સાહેબના હસ્તક હોવાથી તે વખતે પીર મોટામીયાં સાહેબ ઘણો ખરો વખત ત્યાં દરગાહમાંજ રહેતા હતા. પીર હમસારીના કંપાઉંડમાં કબરસ્તાન તરફના જાળી-વાળા દરવાજાથી પેસતાં ડાબા હાથ તરફ તથા દરગાહની પાછળ પીર સાહેબના વડીલોની કબરો પાકા ચોતરા ઉપર છે.[૨] તેની સામુ પ્રથમ એક નાનું મકાન હતું તેમાં ઘણો ખરો વખત પીર મોટામીયાં સાહેબ ગુજારતા હતા.[૩]

મુરીદો પણ તેમના દીદાર માટે ઘણી વખત અહીંજ આવતા હતા. તેઓ ઘણો વખત કડી તરફ રહયા અને ઉત્તર ગુજરાતના ઘણા લોકોને પોતાની આત્મિક શકતી અને વચન સિધ્ધીથી બેહદ ફાયદો પહોંચાડયો. મામલો એટલે સુધી પહોંચ્યો કે કરામતનો શોરો ઘણોજ

---

૨ પીર મોટામીયાં સાહેબે કડીના મનસુરી હાજી મુજાવરના દાદાને પીર અનસારી સાહેબની મુજાવરી કરવાનું કામ સોપ્યું હતુ જેથી એ મનસુરીનુ કુટુંબ "મુજાવર"ની અટકથી ઓળખાય છે.

૩ પીર મહુમદ ઝાહેદ ચિસ્તી તથા પીર બદરૂદ્દીન મસ્તાન ચિસ્તીની કબરો ત્યાં આગળ છે. હાલ એ જગા ગંજીના નામે ઓળખાય છે. પીર તાજુદ્દીન સાહેબ અન્જારી પણ કહેવાતા, કારણ કે તેઓ કચ્છ અંજાર તરફ ઘણી વખત જઈ આવ્યા હતા. આજ પીર અમદાવાળા પીર મશાયખ સાહબના પીર હતા. મોમના લોકો હાલ પણ તેમને ઘણા માને છે.

થવાથી લોકો તેમને જપીને બેસવા દેતા નહીં, તેથી તેમણે ત્યાંથી બહારગામ નીકળી જવાનો વિચાર કર્યો. તેમના મુરીદ ચારે તરફ ફેલાએલા હતા એટલે પીર સાહેબ એક દિવસે લોકોને ખબ આપ્યા સિવાય કડીથી નીકળી ગયા. તેમના જવા પછી લોકોએ ધોરણ બાંધ્યું કે મુરીદોમાં ગયા હશે પણ ઘણો વખત થઇ જવાથી લોકોને ખાત્રી થઈ ગઇ કે પીરના નેક કદમ ગામમાંથી જવાથી કાંઇ નડતર આવશે અને એમજ થયું, કારણ કે પાછળથી કડીના જાગીરદાર મલ્હારરાવના સમયમાં કડીમાં જબરો દંગો થયો હતો.

## પાણી ઉપર ચાલી માંગરોલમાં.

પોતાના દાદા હઝરત બદરૂદીન મસ્તાન સાહેબની પોતાના મુરીદોને લાગેલ બદદુઆ મટાડવા તેઓ પોતાના કાકા સૈયદના હજરત કાયમદીન બાવા સાહેબની માફક ઘણી કોશીશ કરતા હતા, અને દેશો દેશ ફરી તેમને ખોળી દીલાસો આપતા હતા. આવી રીતે ખોળ કરતા અને દીલાસો આપતા તેઓ તાપી અને નર્મદા વચ્ચે આવી પહોંચ્યા. ત્યાંના મુરીદોને દીલોસો આપી આગળ વધવા તૈયારી કરતા માંગરોલ તરફ આવી પહોંચ્યા. માંગરોલ જતી વખતે આમંડેરા ગામવાળી ખાડી ભરપુર હતી અને પાણી ઘણુ હતું, લોકો ત્યાં ખાડી ઉપર નહાતા હતા અને લુગડાં ધોતા હતા. પીર સાહેબે એક જણને પુછ્યું કે ભાઇ ખાડીમાં પાણી કેટલું છે અને કેમ કરીને ઉતરાય છે? ત્યારે તેણે કહ્યુ કે છાતી સમાણી છે અને અંદર થઈ ઉતરાય છે, જો પેલે પાર જવું હોય તો ઉતરીને જાઓ. પીર સાહેબે કહ્યુ કે લુગડાં ન પલળે એવો કાંઈ રસ્તો છે? તેણે મશ્કરી કરતાં કહ્યું કે પાણી ઉપર અધ્ધર જાઓ તો રસ્તો છે। જો કરામત કે કાંઇ

પાણી હોય તો લુગડાં પલળે નહી! તે ઉપરથી પોતે ખુદાતઆલાનું નામ લઇને પાણી ઉપર પગ મુકયો અને ચાલવા માડયું! જેમ કોઇ જમીન ઉપર ચાલે છે તેમ પોતે પાણી ઉપર ચાલીને સામી બાજુ સુધી જઈ પહોંચ્યા, એટલે તો ત્યાં હતા તે લોકો હેરત પામી ગયા અને તેમની પાછળ દોડયા. પીર સાહેબ તો પોતાના ધ્યાનમાં ચાલ્યા કરતા હતા. લોકોએ જાણ્યું કે ખરેખર કોઈ ઓલીઆ-મહાત્મા છે તેથી તેઓ તેમની પાછળ પાછળ માંગરોલ સુધી ગયા અને ત્યાંના લોકોને ઉપરની હકીકત કહી. ત્યાંના લોકો પણ એ હકીકત સાંભળી ઘણાં અજાયબ થયા. પીર સાહેબ માંગરોલમાં થોભ્યા એટલે તો આખું ગામ ભેગું થઇ ગયું. માંગરોલ ગામ તે વખતે એક નાના ગામડા તરીકે ઘીચ જંગલમાં હતું અને ત્યાં એવી 'ઝાડી હતી કે વાઘ બોલાવ્યો બોલ દેતો હતો. આસપાસ માત્ર જંગલ હોવાથી બંદગી કરવાનું ઠીક પડશે એ ઈરાદાથી તેમ લોકોની ત્યાં થોભવા વિશે ઘણી બ્હોંસ હોવાથી પીર સાહેબ ત્યાં રહયા.

## વાઘનું આવી હાજર થવું.

ત્યાં દરરોજ ઘણા લોકો તેમની સેવામાં હાજર થતા અને તેમની વાણીનો પ્રસાદ લેતા. એક દીવસ લોકો બેઠા હતા તેવામાં એક મોટો વાઘ ત્યાં આવી પહોંચ્યો. વાઘને જોઇ લોકો ગભરાવા લાગ્યા અને બેચેન થઈ નાસવા જતા હતા તેવામાં પીર સાહેબે કહ્યું કે "ગભરાશો નહીં, એ પણ તમારી માફક મને જોવા આવ્યો છે." પીર સાહેબના કહેવાથી તથા વાઘના ત્યાં શાંતપણે બેસી જવાથી લોકો

અજાયબ થયા અને આ કરામત નજરે જોવાથી પીરને એક મહાન પુરૂષ ગણવા લાગ્યા. વાઘ હમેશાં અવાર નવાર પીરની જગા આગળ આવ્યા કરતા હતા અને લોકો પોતાની નજરે નજર જોતા હતા. લોકોનું આકીન ઘણું હોવાથી તથા આસપાસ જંગલ તેથી ખુદાની બંદગી કરવાનું ઠીક પડશે વગેરે બાબતોથી પીરે અભરામજી ગોબાતના આગ્રહથી ત્યાં પોતાનો મુકામ કર્યો. સુલુકનુ જ્ઞાન તેમના વડીલોથી ચાલતું આવ્યું છે તેથી તેનો પ્રસાદ તેમને પણ જોઇએ તેટલો મળ્યો હતો. નાનપણથીજ જ્ઞાનના સંસ્કાર પડેલા હોવાથી તેમનું દીલ ઉઘડેલું હતું. તેઓ ખુદાનુ નુર હમશાં જોતા હતા અને તેના પ્રેમમાં મસ્ત રહેતા હતા. આખુ કુરાને શરીફનું પુસ્તક તેમને મ્હોડે હતું જે તેઓ હમેશાં પઢયા કરતા હતા. અરબી, ફારસી, હીંદી, ગુજરાતી, વીગેરે ભાષાઓનું તેમને પુરૂં જ્ઞાન હતું અને વચન સિધ્ધી પણ હતી તોપણ અભિમાન તેમનામાં જરા પણ ન હતુ. તેઓ એક સાધુની માફક પોતાની જીંદગી ગુજારતા હતા.

## સાપ કરડેલો બેઠો થયો.

એક દિવસ પીર સાહેબ પોતાના મુકામ ઉપર બેઠા હતા તેવામાં એક રજપુતનો ખાટલો આવ્યો. આ ખાટલામાં એક જુવાન રજપુત બેભાન પડયો હતો અને તેના સગાં વહાલાં રોતાં હતાં. એ રજપુતને આગલા દિવસનો સાપ કરડયો હતો, અને ઝેર ચઢવાથી એ બેહોસ થઇ ગયો હતો. તેના લાગતા વળગતા તેને પીર સાહેબ પાસે લઇ આવી કહેવા લાગ્યા કે પીર બાપજી આને સાપ કરડયો છે, ઘણા ઈલાજ કર્યા પણ ઉતરતો નથી અને હવે બેહોશ થઈ મુરદા થઈ ગયો છે. પીર સાહેબે ખાટલો ઉતરાવી પોતાની પાસે

મુકાવ્યો અને પાણી મંત્રી તેના ઉપર છાંટવા માંડયું. જેવું પાણી છાટયું તેવેજ પેલો ઇલમ-આત્મિક શકતીના જોરથી બેઠો થયો અને તેનુ ઝેર ઉતરી ગયું. આ જોઈ ઘણા લોકો અજાયબ થયા અને પીર સાહેબને ચમત્કારિક પુરૂષ ગણવા લાગ્યા. [૧]

## ખેતરમાં બરકત.

એક દિવસ એક વહોરો પીર સાહેબની સેવામાં હાજર થઇ અરજ કરવા લાગયો કે હું મારા ખેતરમાં ઘણી મહેનત કરૂં છું અને ઘણુ ખાતર નાખું છું તો પણુ તેમાં જોઇએ તેટલો પાક થતો નથી, માટે આપ દુઆ કરો કે સારો પાક થાય. પીર સાહેબે ફરમાવ્યું કે ચાલો આપણે તારા ખેતરમાં જઇએ અને જોઈએ કે કેમ પાકતું નથી. તે ઉપરથી પોતે તેની સાથે તેના ખેતરમાં ગયા અને બધે ફરી માટી ઉપર ઇલમ પઢી એ ખેતરમાં છાંટી અને થોડી માટી ખાતર સાથે મેળવી ખેતરમાં નાંખવા તેને આપી અને કહ્યુ કે આપણને ખુદાતઆલા જે આપે છે તેમાં બીજાઓનો પણુ ભાગ છે, માટે તમારે ખેરાત ખાતે પણુ તેમાંથી કાંઇક ભાગ કહાડવો જોઇએ. પોતે ફરમાયું કે વીશ મણે એક મણ ખેરાત ખાતે કહાડજે અને તેને "ફરીદી" નું નામ આપી જે માણસ માગી શકતા ન હોય તેમને આપજે. એ માણસે એ પ્રમાણે કર્યું ત્યારથી તેના ખેતરમાં એવું પાકવા માંડયું કે થોડી મુદતમાં તે માલદાર થઇ ગયો. આંથી "ફરીદી" કહાડવાનો રિવાજ ચાલુ થયો અને ખેરાત એટલે દરજ્જે વધી કે જેને લીધે લોકો ઘણા સુખી થયા અને તેમનામાં પૈસાનો

---

૧ તે વખતથી રજપુત લોકો આ ગાદીને માને છે અને ઘણા તેના સેવક પણુ છે.

વધારો થયો. હાલ પણ કેટલાક લોકો ફરીદી[1] કહાડે છે અને ઘણા સુખી છે. માંગરોલમાં હાલ જે મોટા ઘરો છે તે પીર સાહેબની દુઆથીજ થએલાં છે. એ ઘરવાળા પીર સાહેબ ઉપર પોતાનો જાન કુરબાન કરતા હતા અને તેમના ફરમાન પ્રમાણેજ ચાલતા હતા, તેમના હુકમથી જરા પણ ડગતા નહિ. હમેશાં તેમની સેવા ચાકરીમાં હાજર રહેતા હતા. પીર સાહેબ હમેશાં ખુદાતઆલાની યાદીમાં રહેતા હતા અને લોકોને બોધ કરી સારે માર્ગે લાવતા હતા. તેમના મુકામ પર હમેશાં લોકો હાજર થતા અને માલીકના ગુણ ગાતા. પીર સાહેબ તેમના કસીદા–ભજન સાંભળતા અને તેમને સમજણ પાડી જ્ઞાન આપતા. આથી ઘણા લોકો માંગરોલમાં આવવા લાગ્યા અને પીરના મુરીદ થઇ જ્ઞાનથી ભાગ્યશાળી થવા લાગ્યા. મામલો એટલે સુધી પહોંચ્યો કે મોટા મોટા મહાત્માઓ પોતાના મનની શંકાઓનો ખુલાસો કરવા પીર સાહેબ પાસે આવવા લાગ્યા. પીર સાહેબની કરામતનો શોરો ચો તરફ થયો અને તેઓ તે વખતના "કુતુબ[2]" ગણાવા લાગ્યા.

## વાંઝણી ભેંસને દુધ.

કહે છે કે એક દિવસ પીર સાહેબ માંગરોલમાં ખુદાના ધ્યાનમાં

---

૧ હજરત બાવા ફરીદ શકરગંજના નામથી જે આપવામાં આવે છે તેને "ફરીદી" કહે છે, જે ખરા મુરીદ છે તે આ પ્રમાણે "શેખ ફરીદી" કહાડે છે.

૨ જે મહાત્મા–વલી પોતાના જમાનામાં સૌથી વધારે પરીબળ વાળા તથા શ્રેષ્ટ ગણાય છે તેને "કુતુબ" કહે છે.

છીલ્લે બેઠા હતા [1] ત્યારે એક માણુસ પીરના ત્યાં ભેટ તરીકે એક બુઢીયું એટલે બચ્ચાં થાય નહિ એવી ભેંસ આપી ગયો. જ્યારે પીર સાહેબ છિલ્લેથી ઉઠયા ત્યારે લોંડીએ કહ્યું કે એક બુઢીયું ભેટ આવ્યું છે. પીર સાહેબે ફરમાવ્યું કે તું તારે દોહવા બેસ, એ દૂધ આપશે. આથી લોંડી દોવા બેડી તો પંદર શેર દૂધ દીધું. પછી બાવા સાહેબે લોંડીને કહ્યું કે મેડી ઉપર જઇને ગાગરમાંથી ગોળ લાવીને દૂધ રાંધ. લોંડીએ કહ્યું કે ઘરમાં ગોળ થઈ રહ્યો છે, કાલેજ મેં ગાગર જોઈ હતી. ત્યારે પીર સાહેબે કહ્યું કે તું તારે માળ ઉપર જઇને જો. જેલી પેલી ઉપર જઇને જુએ છે તો પાંચ સાત ગાગરો ગોળની ભરેલી માલમ પડી. ગોળ લાવીને લોંડીએ દુધ રાધ્યું અને બધાને વહેંચ્યું.

## આગથી ગામ બચાવ્યું.

એક દિવસ પીર સાહેબ માંગરોલમાં પોતાના મુકામ ઉપર બેઠા હતા તેવામાં આગની બુમ પડી. બધા લોકો ગભરાવા લાગયા. તપાસ કરી તો હિંદુવાડ તરફ આગ લાગેલી જણાઈ. રજપુતો બધા દોડતા આવ્યા અને પીર સાહેબને આગ વાળી જગા ઉપર લઇ ગયા. પીર સાળેબે ત્યાં જઇ પોતાનો હાથ આગ તરફ ઉંચો કર્યો કે પેલી આગ અટકી ગઇ અને પોતાની મેળે ઓલવાઇ ગઇ. આથી આખું ગામ પીરની દુવાથી બચી ગયું.

## દૂકાળ નાબુદ.

માંગરોલના આસપાસના ગાંમડાઓમાં પીર સાહેબ ફરતા

---

૧ ચાલીસ દહાડા નિયમિત એકાંતમાં આરાધના કરવાને છિલ્લો કહે છે.—એનું અસલ નામ ચિલ્લો છે.

હતા તેવામાં લોકો ભેગા થઇને પીર સાહેબ પાસે આવ્યા અને અરજ કરવા લાગયા કે હઝરત ચોમાસું અડધું જવા આવ્યું પણ હજુ વરસાદ પડતો નથી અને લોકોના જીવ અધર છે, માટે આપ દુઆ કરો કે અલ્લાહ તઆલા રહેમત મોકલે. પીર સાહેબ બધા લોકોને લઇ ગામની બહાર ગયા, અને ત્યાં નમાઝ પઢી અલ્લાહ આગળ દુવા માંગી. થોડી વારમાં એટલો બધો વરસાદ પડયો કે લોકોને ઘેર આવવું મુશ્કેલ થઇ પડયું.

## ગળીઓ બળદ વેતલ.

માંડવી તાલુકામાં તડકેશ્વર ગામમાં પીર સાહેબ પોતાના મુરીદોમાં ગયા હતા ત્યાં એક સખસ આવ્યો અને પીર સાહેબ આગળ અરજ કરવા લાગ્યો કે મારો એક બળદ ગાડીમાં કે હળમાં બીલકુલ ચાલતો નથી, ઘણાએ ઇલાજ કર્યા પણ કાંઇ સુધરતો નથી, માટે આપ દુઆ કરો કે એ ચાલતો થઇ જાય. પીર સાહેબે કહ્યું કે જા થોડો ખોળ અને એક સુતળીનો દોરો લઇ આવ. પેલા સખસ ખોળ અને દોરો લઇ આવ્યો. પીર સાહેબે તે મંત્રીને ખોળ બળદને ખવરાવવાનું અને દોરો તેના ગળામાં બાંધવા કહ્યું. પેલા સખસે જઇને ખોળ ખવરાવ્યો અને દોરો ગળામાં બાંધ્યો કે ઝટ પેલો બળદ ચાલુ થઈ ગયો અને પછી એવો સુતર થઇ ગયો કે કોઈ દહાડો અટકયો નહી.

## પાણી ઉપર બીજાને ચલાવવું.

એક દિવસ માંગરોલમાં તેઓ પોતાના મુકામ પર બેઠા હતા તેવામાં તેમનો એક મુરીદ આવીને કહેવા લાગ્યો કે બાવા સહેબ

મારો ભાઇ ખાડીનાં સામે પાર ખેતરમાં સવારે ગયો હતો આજે વરસાદ ઘણો પડવાથી ખાડી ભરાઈ ગઇ છે અને પાણી પુર જોરમાં જાય છે, હવે સાંજ પડવા આવી છે છતાં પાણી ઉતર્યું નથી. મારો ભાઇ સામી બાજુએ ગભરાય છે માટે આપ મહેરબાની કરી તે આ પાર આવે એવું કરો, નહીં તો જો રાત પડશે તો વાઘ તેને ત્યં મારી નાંખશે. એટલું કહી તે રડવા લાગ્યો. આથી પીર સાહેબને ઘણું લાગી આવ્યું અને તેઓ તેની સાથે ખાડી ઉપર ગયા. ત્યાં જઇને જુએ છે તો ખાડી બંને કાંઠે જઈ રહી છે અને પેલો માણસ સામે કાંઠે નીરાશ થઇ બેઠો છે. પોતે ત્યાં મગરેબની નમાજ પડી અને પછી ખુદાનું નામ લઇ ચાકડીઓ સાથે પાણી ઉપર ચાલી સામે પાર ગયા અને તેનો હાથ પકડી પોતાની સાથે ચાલવા કહ્યું એટલે તે પણ પીરના આસરાથી પાણી ઉપર ચાલવા લાગ્યો, અને તુરત આ પાર પીરની સાથે આવી પહોંચ્યો. આ જોઈ ઘણા લોકો તાજુબ થયા અને પહેલાં પીર આમંડેરાની ખાડીમાં પાણી ઉપર ચાલીને આવ્યા હતા, એ વાત ઉપર તેમને પુરો વિશ્વાસ બેઠો. પેલો બિચારો પીરને નમ્રતા પુર્વક આજીજી કરી પગે ચુમી પોતાને ઘેર ગયો અને જીવ બચવાથી લાખ લાખ ઉપકાર માનવા લાગ્યો.

## સાધુનું કલ્યાણ કર્યું.

એક દિવસ પીર સાહેબ પાસે એક સાધુ આવ્યો. આ સાધુ ભરૂચ પાસે શુકલતીર્થ નજીક કબીરવડ આગળ રહેતો હતો અને બ્રહ્મવિદ્યામાં ઘણો પહોંચેલો હતો. તેની ઉમર સવાસો વરસની હતી પણ તે સમાધિનો પ્રયોગ કરતો હતો તેથી તેની ઉમર એટલી

જણાતી નહોતી. સમાધિ કરતી વખતે તેની રૂહ (આત્મા) બ્રહ્માંડમાં થઇ જન્નત (સ્વર્ગ) ના દરવાજા સુધી જઈ પહોંચતી, પણ ત્યાંથી આગળ વધવાનો માર્ગ મળતો નહિ. એ સાધુએ ઘણી કોશીશ કરી પણ કાંઇ વળ્યું નહિ. આખરે તેણે કોઇ મહાત્મા પાસે જઈ પોતાની હકીકત જાહેર કરી કાંઇ ખુલ્લાસો મેળવવાની ઇચ્છા કરી. તે સાધુ પોતાના મુકામ ઉપરથી નીકળ્યો અને ફરતો ફરતો અંકલેશ્વર તાલુકાના ખરોડ ગામે આવ્યો. ખરોડ ગામ હાલ મુંબાઈ અને વડોદરાવાળી લાઈન ઉપર પાનોલી સ્ટેશનથી એક ગાઉ થાય છે. ત્યાં તે વખતે હજરત બડા સાહેબ ચિશ્તી કે જે ભજન કલામમાં "બડા"* નામથી મશહુર છે તે હયાત હતા. તેમને પેલો સાધુ મળ્યો. સાધુને સાધુ મળવાથી આનંદની વાતો થવા લાગી, તે દરમ્યાન સાધુએ બડા સાહેબને પોતાની હકીકત કહી. હજરત બડા સાહેબે કહ્યું કે તમારી ભક્તિ–પ્રયોગમાં કાંઇ ભુલ થયેલી લાગે છે. તે ભુલ ખોળી કહાડવી અને તેને ભાંગવી ઘણી મુશ્કેલ છે, તોપણ તમે અહીંથી સાત ગાઉ માંગરોલ ગામ છે ત્યાં જાઓ. ત્યાં હજરત મોટામીયાં સાહેબ એક મોટા વલી–મહાત્મા છે, આ જીલ્લામાં તેમના જેવો બીજો કોઇ નથી. એ જો ધારશે તો તમારી ભુલ ભાંગશે. સાધુ બડા સાહેબનાં વચન સાંભળી તુરત ત્યાંથી માંગરોલ તરફ રવાના થયો. જ્યારે તે માંગરોલ પહોંચ્યો ત્યારે પીર સાહેબ પોતાના મુકામ ઉપર બેઠા હતા. જેવો તે આવ્યો તેવાજ પીર સાહેબે ફરમાવ્યું કે "આઓ મહારાજ, કયા ભુલ ભગાનેકો આએ હો?" સાધુ તો

---

* આ બડા સાહેબ તથા કામરેજવાળા સેબાર બહાદુર સાહેબ બંને ચિશ્તી સિલસિલાના હતા.

આ સાંભળીને અજાયબ પામી ગયો અને પીરના પગમાં ઢળી પડ્યો. પીર સાહેબે ફરમાવ્યું કે સવાસો વરસની ઉમર થઇ ત્યાં સુધી ભુલ ભગાવવાની ફુરસદ મળી નહી ? સાધુ તો બિચારો ગળવાઇ જઇ બ જાુ ઉપર બેસી ગયો. થોડી વાર પછી પીર સાહેબે તેને પોતાની પાસે બોલાવ્યો અને કાન ધરવા કહ્યું. એ ઘણો ખુશી થયો, અને જેવો તેણે કાન ધર્યો એવાજ પીર સાહેબે તેના કાનમાં કલમાના શબ્દો-મંત્રો કહયા અને તેનો ભેદ શીખવાડી રસ્તો બતાવ્યો. અને કહ્યું કે સ્વર્ગની કુંચી તો કોઇએ બતાવીજ નહોતી તો પછી અદૈત્ય વગર આગળનો રસ્તો કયાંથી ઉઘડે. ચાલો હવે ધ્યાન ધરો અને જુઓ કે રસ્તો ઉઘડે છે કે નહી. આ ઉપરથી સાધુએ ધ્યાન ધર્યું અને આગળનો રસ્તો ઝટ ઉઘડી ગએલો દીઠો. એ સાધુ ઘણી મુદત પીર સાહેબની સેવામાં રહયો અને પોતાની ઇચ્છા પુર્ણ કરી વિદાય થયો.[૧]

## ભીલોનો ગુરૂ માનવા લાગ્યો.

માંગરોલ પાસે ઝઘડીઆ ગામ તરફ ચોધરા–ભીલ લોકોનો એક ગુરૂ રહેતો હતો, જે જાદુ વિદ્યામાં ઘણો હુશીયાર હતો. તે

---

૧ સાધુઓ તે દિવસથી આ ગાદીને ઘણા માને છે. જ્ઞાનમાં હીંદુ મુસલમાનનો ભેદ હોતો નથી. હાલ કોઇ નિશાળનો માસ્તર મુસલમાન હોય અને છોકરા હીંદુ હોય અને શિક્ષણ પણ પરદેશી હોય તોપણ કોઈ વાંધો ઉઠાવતું નથી. આવો મામલો તો હાલ પણ ચાલે છે. જ્યારે સંસારિક શિક્ષણ માટે નાતજાતનો સવાલ અને ભેદાભેદ હોતો નથી તો પછી આત્મિક જ્ઞાન માટે તો હોયજ નહીં.

આસપાસના ગામડામાં ફરતો હતો તેવામાં પીર સાહેબ પણ ત્યાં જઇ પહોંચ્યા. પેલાને જાદુ વિદ્યાની એટલી બધી મગરૂરી હતી કે કોઇને ગણકારતોજ નહિ. પીર સાહેબને ત્યાં આવેલા જોઇને તે ઘણો ગુસ્સે ભરાયો અને કહેવા લાગ્યો કે એવા ફકીર તો ઘણા આવે છે. તેવામાં ત્યાં એક સખસને જીન વળગેલો હતો તે પીર સાહેબે કહાડયો એટલે તો પેલા સાધુની અદેખાઇનો કાંઈ પાર રહયો નહી. તે ગુસ્સામાં ને ગુસ્સામાં ગામ છોડીને જવા લાગ્યો તેવામાં પીર સાહેબને તેણે સામા આવતા જોયા. તેના સાથેના માણસોએ કહ્યું કે પેલા પીર આવે છે. પીર સાહેબનું મન તો સાફ હતું. તેથી પેલા સાધુની નજર પીર સાહેબ ઉપર પડી તેવોજ તે તેમની આત્મિક શકતીના પ્રભાવથી ઠરી ગયો અને એકદમ પીર સાહેબના કદમોમાં જઇને પડયો. પીર સાહેબનો ચહેરો જોતાંજ તેના મન ઉપર એટલી બધી અસર થઈ કે તેનું મન નિર્મળ થઈ ગયું અને પીર સાહેબનો સદાનો સેવક થઈ રહયો. એ દિવસથી બધા ચોધરા તથા બીજા તુથા નાયકા તથા દુબળા પીર સાહેબને માનવા લાગ્યા તે આજ દિવસ સુધી માને છે, અને ગાદીનો હુકમ ઉઠાવે છે.

## રગતપિત નાબુદ.

પીર સાહેબની દુઆથી ઘણા બીમારો કોઢીઆ અને રગતપિતીઆ સારા થઈ જતા હતા. એક વખત એક રજપૂત પોતાની એકલોતી એક છોકરીને લઇને પીર સાહેબની સેવામાં આવ્યો. એ છોકરીની ઉમર સત્તર અઢાર વરસની હતી. તેને એક છોકરૂં ધાવણું હતું તેવામાં તેને રકતપીતનો રોગ લાગુ પડયો. છોકરીના સાસરીઆઓએ તેને તેના બાપને ઘેર મોકલી દીધી. એ બિચારી નિરાધાર

સ્થિતીમાં આવી ઘણી અફસોસી કરવા લાગી. તેનાં માબાપ તેને જોઈ ઘણું બળતાં અને તેની કમનસીબ જીંદગી ઉપર ખેદ કરતાં. કોઇએ તેમને કહ્યું કે પીર મોટામીયાં સાહેબ પાસે જાઓ. એ પીર એવા છે કે દુઆ કરશે તો છોકરીનું શરીર કંચન જેવું થઈ જશે. એ ઉપરથી તેનો બાપ તેને લઇને પીરની ખીજમતમાં હાજર થયો. પીર સાહેબે થોડું પાણી મંત્રી તેને આપ્યું અને થોડું પાણી તેના ઉપર છાંટયું. બે ચાર દહાડા તેણે પાણી પીધું કે તેનું શરીર સારૂં થવા લાગ્યું અને થોડાજ દહાડામાં તદન સાફ થઈ ગયું. આથી તે અબળા પીરનો ઉપકાર માનતી થોડા દીવસ પછી પોતાના બાળકને લઈ પોતાના ધણીને ઘેર જવા ભાગ્યશાળી થઇ.*

## મસ્ત સાંઢ નરમ.

એક દિવસ પીર સાહેબ કાનમમાં પોતાના મુરીદને ત્યાં બેઠા હતા તેવામાં એક સખસ આવીને કહેવા લાગ્યો કે બાવા સાહેબ ગામનો સાંઢ તોફાન કરે છે અને લોકોને જુએ છે ત્યાંથી મારવા દોડે છે. હવે તો તેનો એટલો ત્રાસ થઇ ગયો છે કે ઢોરઢાંક કે માણસ કોઇને જુએ છે ત્યાંથી જવા દેતો નથી. આથી પીર સાહેબ ઉઠયા અને કહયું કે ચાલ જોઉં. પોતે પેલા સખસની સાથે પાદર ઉપર ગયા અને જોયું તો સાંઢ ખાડીની સામી બાજુએ ઉભો છે. પીર સાહેબે પેલા સખસને કહયું કે સાંઢને બોલાવ. તેણે કહયું કે બાવા મારાથી તો તે આવે? આપણે ખાડીની આ પાર છીએ અને

---

* રજપુતો આ ગાદીને ત્યારથી ઘણા માને છે કારણ કે પીરે પોતાની વચનસિદ્ધી અને આત્મિક શકતીથી એ કોમને ઘણો ફાયદો પહોંચાડેલો છે. પીર સાહેબે આ કોમ માટે કાંઇ ઓછું કર્યું નથી.

એતો પેલી પાર છે, જો હું સામી પાર જાઉં તો મારીજ નાખે. ત્યારે પીર સાહેબે ફરમાવ્યું કે અહીંથીજ બોલાવ, તે આવશે. તેણે કહ્યું બાવા સાહેબ મારો બોલાવ્યો તો તે આવે? પીર સાહેબે કહયું અલ્લાહનું નામ લઈને બોલાવ, જો ચાલ્યો આવશે. પેલાએ અલ્લાહનું નામ લઇ સાંઢને બોલાવ્યો તો તે ઝટ ખાડીમાં આવવા લાગ્યો. પેલો માણસ ગભરાયો, કે આ પાર આવીને જરૂર મારશે તેથી તે નાસવા લાગ્યો. પણ પીર સાહેબે કહયું કે નાસે છે શું કામ, એતો આવીને ગરીબ ગાય જેવો થઈ જશે. તો પણ પેલાને ધીરજ રહી નહી. તે એક ટેકરા ઉપર ચઢી ગયો. પેલો સાંઢ ખાડીની આ પાર આવી પીર સાહેબ આગળ માથું નમાવી ઉભો થયો. આ જોઇ પેલો સખસ હેરત પામી ગયો અને લોકોને જોવા માટે ભેગા કરવા મોટેથી બુમો પાડવા મંડયો. ઘણા લોકો ખાડી ઉપર ભેગા થઇ ગયા અને વકરેલો સાંઢ આવો નરમ થઇ ગયેલો જોઇ અજાયબ થયા. પેલો સખસ પણ હવે પીર સાહેબ પાસે આવ્યો. પીર સાહેબે તેને કહયું કે એક પુળી ઘાસ લઇ આવ. તે જઇને લઇ આવ્યો અને પીરે તે ઉપર કાંઇ પઢી પેલા સાંઢને ખાવા આપ્યું. ઘાસ ખાધા પછી તો તે એટલો બધો નરમ પડી ગયો કે છોકરાં તેની ઉપર બેસતાં તો પણ તે બોલતો નહીં. આથી ગામના લોકોની એક મોટી આફત દુર થઇ.

## પોપટની કરામત.

પીર સાહેબનો એક પોપટ જે તેમના સાથે રહેવાથી એવો વાચાળ થઇ ગયો હતો કે માણસની અકકલ હેરાન થઇ જતી. તે પીર સાહેબની પથારી આગળ ખુટી ભેગી રહેતો, અને જે આવે

તેની સાથે વાતો કરતો. તેનું મન રોશન હતું. એ પોપટ તેમના રોઝામાં દફનાવવામાં આવેલો છે.

## જીવ દયા.

પીર સાહેબ જીવદયા વિશે ફરમાવતા કે કોઇ જાનવરને મારવું તેના કરતાં પોતાના મનને મારવું એ વધારે સારૂ છે. કોઇ પ્રાણીનું ગોસ્ત ખાવું તેના કરતાં ગમ ખાવો બહેતર છે. ગાય વીષે તેઓ ફરમાવતા કે એ એક ઉમદા પ્રાણી છે. અને તેનું ઉપયોગીપણુ જોતાં ખાત્રી થાય છે કે ખુદાતાલાએ તેને માણસના સુખ માટે પેદા કર્યું છે. દુધ, દહીં, ઘી, વીગેરેનો ડગલે ડગલે ખપ પડે છે અને તે પ્રાણી સર્વને જોઇએ તેટલું પુરૂં પાડે છે. સાધુઓને છાશનો ખપ પડે છે, એટલે મહાત્માઓની હાજત પણ તેનાથી પુરી પડે છે. ખેડુતોની ખેતીનો આધાર પણ તેના ઉપરજ છે. લાખો માણસો તેનાથી પળે છે. તેનુ દુધ એવું તો હલકું અને ગુણવાળુ હોય છે કે તેનાથી બાળક તેમજ મોટું માણસ એક સરખી રીતે ફાયદો મેળવે છે. માટે તેનો વેલો વધારવામાં ઘણો લાભ છે.[૧]

## તેમના મુરીદનો ચમત્કાર.

માંડવી તાલુકાના તડકેશ્વરમાં એક બાઇ રહેતી હતી. તે જાતે વ્હોરી હતી. તેને "સુડી માસી" કરીને કહેતા હતા. તેને એક છોકરો પણ હતો જેનું નામ મહેમુદભાઇ હતું. બંને મા દીકરો પીર મોટામીયાં સાહેબનાં મુરીદ હતાં. પીર સાહેબની તેમની ઉપર ઘણી મહેરબાની હતી. મહેમુદભાઇ ખોલવડના કાસમ પટેલને ત્યાં રહેતા હતા, અને જંગલમાં બળદ ચારતા હતા. એક દિવસ

૧. ગાય માટે બસો વરસ ઉપર પીર સાહેબ આવું બોલ્યા હતા.

કાસમ પટેલ ખેતરમાં ગયા, અને ત્યાં જઇને જુએ છે તો મહેમુદ ભાઇ કાંટાની હેલ ઉપર સૂતેલા જણાયા. પટેલ તો આ મામલો જોઇને ઘણા હેરત પામી ગયા અને સમજી ગયા કે મહેમુદભાઈ જરૂર કોઈ વલી છે. તે દિવસથી પટેલ તેમની પાસે કાંઇ કામ કરાવતા નહિ પણ તેમને પોતાના વડીલ ગણતા અને તેમની દુવા લેતા.

## ઓઢાણના લોકોને ચેતવણી.

ઓઢાણ ગામમાં "મોજીઆ" તથા "રંગીલા" અટકનાં વહોરા રહેતા હતા. તે પીર સાહેબના મુરીદ હતા. તેમની ઉપર પીર સાહેબની ઘણી મહેરબાની હતી. જ્યારે પીર સાહેબ એક દહાડો ઓઢાણ ગયા ત્યારે ત્યાં એક અબ્દુલ રહેમાન નામના સખસને તેમણે જોયો. એ માણસ જાહેરમાં ઘણો પરહેજગાર અને દીનદાર દેખાતો, પણ તેનું દીલ અંદરથી રંગાએલું નહોતું. પીર સાહેબે તેને જોઈ પોતાના મુરીદોને કહ્યું કે "કચ્ચા દુધ હે, ઉબલેગા, ઓર તોફાન મચાયગા. ઓર મુસલમાનુંકી ગરદન કટવાયગા. ઇસ વાસ્તે તુમ ઇસકા ભરોસા મત કરના." તેમણે કહયું બાવા સાહેબ, ઘરબાર તથા ઢોરઢાંક મૂકીને કયાં જઇએ. ત્યારે પીર સાહેબે ફરમાવ્યું કે "તોફાનમેં સામીલ હોના અચ્છા નહિં, યહાં લોહીકી નદીયાં ચલેગી ઔર કચ્ચે દૂધકા ઉભાલ કુછ ટીકનેવાલા નહી, ઇસ વાસ્તે તુમ યહાંસે દુસરી જગે ચલો." એમ કહી તેમને ઓઢાણથી નવ ગામે લઇ ગયા× પાછળથી ઓઢાણમાં તોફાન શરૂ થયું અને ત્યાં લોહીની નીકો ચાલી.

---

× ગદર થયું ત્યારે પીર સાહેબ હયાત નહોતા, પહેલાંથીજ ઉઠી ગયા હતા, પણ આ તેમણે ભવિષ્ય ભાખ્યું હતું.

## શું આવી કરામતો ઓલીયાઓ નથી કરી શકતા ?

કોઈ જડવાદી એવું કહેવા ઉભો થાય કે આવી કરામતો થઇ શકતી નથી, તો તેના જવાબમાં એટલુંજ કહેવું બસ થશે કે જે પુરૂષો ખુદાનાજ થઈ ગયા છે તેમની આગળ આવી કરામતો કાંઈ મોટી વાત નથી. જડવાદીઓને એવા ચમત્કારો અશકય લાગે એનું કારણ માત્ર એજ છે કે તેઓ ચૈયન્ય—રૂહાનીયતની શું તાકત છે તે સમજી શકવાજ અશકત છે. માણસની સાડા ત્રણ મણની કાયાને એક કિંચિત માત્ર દેખાતો આત્મા આમ તેમ બધે ફેરવી ફેરવી શકે છે, અને એનાથી અનેક પ્રકારના કાર્યો કરાવી શકે છે. હવે એજ આત્માને વધારે કેળવવામાં અને ખીલવવામાં આવે તો તે કેટલું કરી શકે તે વિચારવાનું છે, પણ આત્માની વિદ્યા તરફ કોઇ ધ્યાન આપતું નથી તેથી આવી શંકાઓ ઉભી થાય છે. વીજળી કરતાં પણ આત્માની તાકત વધારે છે. જ્યારે વીજળી જબરી તાકત ધરાવે છે તો આત્મા તેના કરતાં વધારે તાકત ધરાવે એ કુદરતી છે. વીજળીથી લોકો અદભુત પ્રયોગો કરી શકે છે તો પછી મહા પુરૂષો આત્માથી ચમત્કારો કેમ ન કરી શકે ? આત્મા અમર છે એટલે દેહ છુટી ગયા પછી પણ તેની શકતી ઘટતી નથી પણ ઉલટી વધે છે; કારણ કે દેહનો પડદો દુર થઇ જાય છે અને માત્ર આત્માજ આત્મા રહે છે. ઇસ્લામ તો ઓલીયાઓની કરામતો સાચી માને છે અને બીજા ધર્મો પણ મહાત્માઓના ચમત્કાર નથી માનતા એવું તો નથીજ.

સ્વામી વિવેકાનંદના પહેલા વોલ્યુમના પાન ૨૭૦–૨૭૧માં યોગીઓની આત્મિક શકતી માટે ઘણું લખેલું છે. તેઓ કહે છે

કે જયારે મન ઉપર માણુસ કાબુ મેળવી લે છે ત્યારે તે પોતાના ચિતને બીજા માણસમાં પેવસ કરી શકે છે. તે ચિત્તને એક મુડદામાં દાખલ કરી તેને હલાવી ચલાવી શકે છે. વળી તે જીવતા માણસમાં દાખલ કરી તેની તમામ હીલચાલો પોતાની મરજી માફક તેની પાસે કરાવી શકે છે. મી૦ મેક્ષમુલર કૃત સ્વામી રામકૃષ્નના પુસ્તકમાં ૨૨ મા પાને લખેલું છે કે સ્વામી રામકૃષ્ન (સ્વામી વિવેકાનંદના ગુરૂ) માણસોના વિચારો જાણી શકતા, ભવિષ્ય ભાખતા, દુર દેશમાં બનતા બનાવો કહી આપતા, પોતાની ઇચ્છા શકતીથી લોકોના દુઃખ દરદો મટાડી શકતા, અને માણુસના શરીરને હાથ લગાડી તેના ખ્યાલો બદલી નાખતા વિગેરે તેમાં લખેલું છે. આથી સાફ જણાય છે કે જે પુરૂષો આત્માવિદ્યામાં ઘણાજ આગળ વધેલા હોય છે તે ગમે તેવા ચમત્કારો પોતાની આત્મિક શકતીથી કરી શકે છે. હવે જ્યારે આવી અદ્દભુત શકતીથી તેઓ જગતને ફાયદો પહોંચાડે છે તો તેઓ જગતના ઉદ્ધારક ગણાય એ દેખીતું છે. પીર મોટામીયાં સાહેબ આવાજ પરોપકારી મહાત્મા હતા અને તેમની શકતી પણ હેરત પમાડનારી હતી.

## મુંબઇની સફર.

પીર સાહેબનો મુકામ માંગરોલમાં જાથુક રહેવા લાગ્યાથી દુર દુરથી હજારો માણુસો તેમની કરામત સાંભળી આવવા લાગ્યા+ ધાંચી લોકો જે તેમના અસલ મુરીદ હતા તે પણ આવી આસપાસ ગામ-

+ માંગરોલની આસપાસના ઘણા ગામોને આ પીર સાહેબની દુવાથી ઘણો ફાયદો પહોંચેલો છે.

ડામાં વસવા લાગ્યા. લોકો ચોતરફથી હમેશાં આવતા હોવાથી પીર સાહેબને પોતાના બીજા મુરીદોમાં જવાનો વખત મળતો નહોતો. જ્યારે ઘણો વખત થયો ત્યારે મુંબાઇના ઘાંચી મુરીદોને દીદાર કરવાની ખાયેશ થઇ, અને જમાત એકઠી કરી થોડા આગેવાનોને પીર સાહેબની સેવામાં રવાના કર્યા. આ આગેવાનો માંગરોલ આવ્યા અને પીરના દીદારથી ભાગ્યશાળી થયા. થોડા દિવસ ત્યાં રહી તેમણે પીર સાહેબને અરજ કરી કે મુંબાઇના બધા આપના મુરીદો આપના દીદારના ઉમેદવાર છે અને અમને આપની સેવામાં મોકલ્યા છે, માટે આપ અમારી સાથે પધારો તો અમારૂં ભાગ્ય. પીર સાહેબે ફરમાવ્યું કે ઠીક છે, થોડા દીવસ પછી જાઇશું. માંગરોલના મુરીદો તે વખતે ત્યાં હાજર હતા. તેમને લાગ્યું કે મુંબાઇના લોકો લેવા આવ્યા છે તો પીર ત્યાં જતા રહેશે અને કોણ જાણે ફરી માંગરોલમાં આવશે કે નહિ, તેથી તેમનો જીવ ઘણો ઉચાટ થયો. તેમણે પીર સાહેબને કહ્યું કે બાવા સાહેબ! આપે કોઈ ઠેકાણે જવાનું નથી. આપે તો અહીંજ રહેવાનું છે. અમે હમેશાં આપની સેવા કરવા તૈયાર છીએ. વળી તેમણે મુંબાઈવાળાઓને પણ કહ્યું કે તમારા લોકો દીદારના ઉમેદવાર હોય તો તેમને અહીં લઇ આવો કે પીરને ત્યાં જવાની તકલીફ પડે નહિ. આથી મુંબાઇવાળા ઘણા નારાજ થવા લાગ્યા. તેમનો ચહેરો ઉતરેલો જોઇ પીર સાહેબે માંગરોલવાલા લોકોને કહ્યું કે હું નહી જાઉં તો તેઓ બધા નારાજ થશે, અને હું કોઇને નારાજ કરવા માંગતો નથી, માટે મને જવા દો. મુંબઇના લોકો મારા જવાથી ઘણા ખુશી થશે અને તેમની ઉમેદ ખુદા તઆલા બર લાવશે. માંગરોલના લોકો કહેવા લાગયા કે બાવા સાહેબ, આપ જશો તો ફરી એ

લોકો આપને આવવા દેશે નહીં એને આપ કોઇને નારાજ કરીને નીકળશો નહીં, એટલે હમો તો કમ નસીબજ રહેવાના. તેમના આવા શબ્દો સાંભળી પીર સાહેબને ઘણી લાગણી થઈ અને જોશમાં આવી તેમણે તેમને કહ્યું કે તમે નારાજ થશો નહીં, હું જરૂર આવીશ, જો જીવતો નહીં આવું તો મુએ પણ આવીશ. પીર સાહેબનું આ વચન સાંભળી માંગરોલના લોકો ચુપ થઇ ગયા. તેઓ મનમાં ઘણા કચવાવા લાગયા પણ મોઢા ઉપર કાંઇ બોલી શકયા નહી. પણ તેમનેં ધીરજ આવી કે પીર સાહેબે જાતે વચન આપેલું છે એટલે હવે કાંઇ ચિંતા રાખવા જેવું નથી. પીર સાહેબ પોતાના મુંબઈના મુરીદોના સંતોષ માટે મુંબઇ તરફ પોતાની બેન આપાજીમા સાહેબની રજા લઇ રવાના થયા. આપાજીમા સાહેબ પીર સાહેબના કાકા હજરત શાહ કાયમદીન બાવા સાહેબનાં દીકરી હતાં પીર સાહેબ તેમની તરફ ઘણા માનની નજરથી જોતા હતા. બીબી સાહેબ પણ ઇલમમાં ભરપુર અને ન્યામતવાળાં હતાં તે એટલે સુધી કે કંઇકની ન્યામત તેમણે અપાત્ર હોવાથી લઇ લીધી હતી.

રવાનગી વખતે હજારો મુરીદો આસપાસથી પીર સાહેબના દીદાર કરવા આવ્યા હોવાથી માંગરોલમાં તે વખતે એક ભારે જમાવ થયો. પીર સાહેબ જ્યારે રવાના થયા ત્યારે માંગરોલવાળા મુરીદોને ઘણી દલગીરી થઇ પણ પીરનો હુકમં માથે ચઢાવ્યા વગર તેમનો છુટકો નહોતો. પીર સાહેબ હવે રવાના થઇ મુંબઇ તરફ ચાલ્યા. રસ્તામાં મુંબાઈના મુરીદોએ તેમની ઘણી ઘણી કરામતો તથા ચમત્કારો જોયા. આખરે પીર સાહેબ મુબાઈ પહોંચ્યા. જ્યારે તેમના ત્યાં આવ્યાની ખબર થઇ ત્યારે ઘાંચી મુરીદો ઘણા ખુશી

થયા અને બધાને ભેગા કરી પીર સાહેબની ખીજમતમાં હાજર થઈ તેમને ગામમાં લઈ ગયા અને હાલ બાટલીવાળાની ઇસ્પીતાલ× પાસે તેલી મહોલ્લો છે ત્યાં પીર સાહેબ ઉતર્યા. તે વખતે ઘાંચીઓ ત્યાં જથામાં રહેતા હતા. પીર સાહેબના આવવાથી મુરીદો ઘણા ખુશી થયા અને પીર સાહેબના સત્સંગનો લાભ લેવા લાગ્યા. દીવસે દીવસે પીર સાહેબની કરામતનો શોરો વધતો ગયો અને હજારો લોકો તેમની સેવામાં આવવા લાગ્યા.

પીર સાહેબના કાકા પીર શાહ કાયમદીન બાવા સાહેબના સેવક ખંભાતવાળા પુંજા બાવાના ઘણા ખલાસી-ખારવા સેવકો મુંબઇમાં વહાણુ વટાનો ધંધો કરવા ખંભાતથી આ રજા કરતા હતા અને લાંબા વખત સુધી રહેતા હતા. આ ખલાસી સેવકો પણ પીર સાહેબની સેવામાં વારંવાર આવતા અને જ્ઞાનનો લાભ લેતા. પુંજા ભગતના સેવકોમાં ખંભાત, ભરૂચ, સુરત વગેરેના ખારવા હતા. અને પુંજા ભગત આ પીર સાહેબની ગાદીનાં સેવક હતા. એટલે એ ખારવાઓ પણ પીર સાહેબના સેવકોજ ગણાતા હતા. હાલ પણ એ ખારવાઓની ઓલાદના લોકો ખંભાત, વડોદરા, અમદાવાદ, સારોદ, ભરૂચ, જંબુસર, સુરત, મુંબઇ વગેરે ઠેકાણે છે; અને જુદા જુદા ધંધા કરે છે, અને માંગરોલની ગાદીનાજ સેવક છે.

## કુવા ઉપર નમાજ.

મુંબાઇમાં પીર સાહેબનો થોડા વખતમાં એટલો બધો શોરો થયો કે હજારો લોકો તેમની પાસે આવવા લાગ્યા. એક દીવસ પીર

---

× તે વખતે બાટલીવાળાની ઇસ્પીતાલ ત્યાં નહોતી. એ તો ઘણી મુદ્દત પછી બંધાઇ હતી.

સાહેબ અપોરની વખતે પોતાના મુકામ ઉપર બેઠા હતા તેવામાં જહોરની નમાજની અઝાન* થઈ. બાજુના ઘર આગળ એક મુસલમાન કોકની બેઠો હતો, તે અઝાન સાંભળી નમાજ પઢવા મસજીદમાં જવા ઉભો થયો. એ વખત તેણે પીર સાહેબને બેઠેલા જોઇ પોતાની સાથેના માણસોને કહ્યું કે આ પીર કેવા છે કે અઝાન સાંભળીને પણ મસજીદમાં નમાઝ પઢવા ઉઠતા નથી. ત્યારે તેણે કહ્યું કે તે તો પકકા નમાજી છે, અને હંમેશાં વજીફા સાથે નમાજ પઢે છે. ત્યારે તેણે કહ્યું કે એ હું માનું નહિ. પેલાનું આવું કહેવું હતું કે પીર સાહેબને ખબર પડી. પેલો માણસ મસજીદમાં ગયો અને પીર સાહેબ વજુ કરવા ઉઠ્યા. વજુ કરી પોતે તૈયાર થઇ મસ્જીદમાં ગયા અને જમાત ખલાસ થતાંજ મસ્જીદની બહાર આવી ત્યાં એક કુવાના કાંઠા વચ્ચે પોતાની ચાદર અધર પાથરી તે ઉપર બાકીની નમાઝ પઢવા લાગ્યા. જેવો પેલો માણસ મસજીદમાથી નમાજ પઢીને નીકળ્યો કે તેણે પીર સાહેબને કુવાના મુખ વચ્ચે ચાદર પાથરી ઉભેલા જોયા. ત્યારે તો તે ઘણો અજાયબ થયો અને ત્યાંજ થોભી ગયો. જ્યારે પીર સાહેબ નમાજ પઢી કુવા ઉપરથી બાજુ ઉપર આવ્યા ત્યારે પેલો પીર સાહેબના પગ ઉપર આવીને પડયો અને કહ્યું કે હઝરત! તમે ખરા પીર છો, હું ગુન્હેગાર છું, માટે મારો ગુન્હો માફ કરો. પીર સાહેબે કહ્યું કે ભાઇ મને તારા બોલવામાં કાંઈ ખોટું નથી. તું જો એવું બોલ્યો ન હોત તો તારૂં અભીમાન આજ ટળત નહિં, પણ તને તેથી ફાયદોથી થયો છે અને તને ફાયદો પહોંચાડવા માટેજ મારે આવું કરવું પડયું છે. ફરી

---

* અઝાન એટલે બાંગ.

આવું બોલીશ નહી. જેટલા પીર હોય છે તેટલા બધા ખુદાના હુકમ મુજબ ચાલે છે, પણ અણસમજુ લોકોને બુજ હોતી નથી. જો પીર ખુદાના હુકમથી ઉલટા ચાલે તો તેમને પીરનો મરતબો મળે કેવી રીતે. માટે ખ્યાલ કરવો જોઇએ અને કોઇનું ભુંડુ ન બોલવું જોઇએ. શરીયત કોઇનું ભુંડુ બોલવાનું તથા કોઇના એબ ખોલવાનું તથા કોઇનો જીવ દુઃખવવાનું કહેતી નથી. તમારે તમારી ઇબાદતની મગરૂરી કરવાની નથી. જે માણસ આવી મગરૂરી કરે છે તેની તમામ ઇબાદત ધોવાઇ જાય છે અને ઉલટો તે ગુન્હેગાર બને છે.*

## અપુત્રવાનને પુત્ર આપ્યો.

એક દિવસ મુંબઇમાં પીર સાહેબ પોતાના મુકામ ઉપર બેઠા હતા તેવામાં એક ઘાંચણ બાઇ જે પીર સાહેબની મુરીદ હતી તે આવી, અને સલામ કરીને બેઠી. પીર સાહેબે તેને દીલગીર ચહેરે જોઈ કહ્યું કે બાઇ આજે કેમ તું દીલગીર છે ? ત્યારે તે બોલી કે બાવા સાહેબ મારો ધણી બીજી ઓરત કરવા ફરે છે. તેમણે કહ્યું કે શું કરવા બીજી ઓરત કરે છે ? ત્યારે તેણે કહ્યુ કે મને કાંઈ ઓલાદ નથી તેથી. પીર સાહેબે કહ્યું બસ એટલીજ વાત છે ? તેણે કહ્યું હા. ત્યારે પીર સાહેબે કહ્યું કે જો બચ્ચા, તને ઓલાદ થશે અને તે પણ છોકરો થશે. જ્યારે તને છોકરો થશે ત્યારેજ હું મુંબઇની બહાર પગ મુકીશ. આટલું બોલી પોતે ચુપ થઇ ખુદા

* પીર સાહેબની આ જાહેર કરામતને લીધે મુંબઇના કોકણી લોકો તેમને ઘણા માનતા હતા.

તાલાના ધ્યાનમાં લાગી ગયા અને બાઇ સલામ કરી ઘેર ગઈ. આ વચન પીર સાહેબનાં મુખમાંથી નીકળ્યાને હજુ તો વધારે દહાડા પણ થયા નહોતા કે તેટલામાં તે બાઇને ઓધાન રહ્યાં. આ બાઈ એક ઘાંચી ગૃહસ્થ જેમની અટક "ખાવડીઆ" હતી, તેમની ઓરત હતી. અને નાગપાડામાં રહેતી હતી. દશ મહીના પુરા થયા ત્યારે તેને એક છોકરો પેદા થયો. આથી ખાવડીઆના કુટુંબમાં ઘણી ખુશાલી પેદા થઇ, કારણ કે આજ સુધી તેમને કાંઈ ફરજંદ થયુંજ નહોતું. ખાવડીઆ ભાઇ પૈસે ટકે સુખી હતો. પણ ઓલાદ નહોતી તેથી છોકરો થવાથી તેમના આનંદનો પાર રહયો નહી. બાઇનું પણ વાંઝીઆ મહેણું ભાગવાથી બંને ધણી ધણીઆણી પીર સાહુબ ઉપર જીવ કાઢવા લાગ્યાં. પીર સાહુબે તેના છોકરાનું નામ "મોહમ્મદ" પાડયું. પીર સાહેબની આ કરામતથી તો આખા મુંબઈ શહેરમાં શોરો મચી રહયો.+ ઘણા લોકો પીર સાહુબની દુવા લેવા ત્યાં આવવા લાગ્યા.

પીર સાહેબનો એક કઠોર પાસે તાપી નદી ઉપર આવેલ ખોલવડ ગામનો "મોહંમદ આરેફ" નામનો મુરીદ કે જે તે વખતે મુંબઇમાં ધંધા રોજગાર માટે રહેતો હતો તે કાંઇ આફતમાં સપડાયો. પોતાની ઉપર સંકટનું વાદળ આવવાથી તે પીર સાહેબ પાસે આવ્યો અને દુવા કરવા અરજ કરવા લાગ્યો. પીર સાહેબે તેના ઉપર રહેમ કરી તેને માટે દુવા કરી જેથી તેની આફત દુર થઇ ગઈ. આથી તે પીર સાહેબની સેવામાંજ રહેવા લાગ્યો અને

---

+ આ ખાવડીઆની ઓલાદમાં હાલ પણ મી. રસુલજી તથા ઉમરજી નામના બે ભાઇઓ હયાત છે અને સુખી હાલતમાં છે.

પીર સાહેબની તેના ઉપર એટલી બધી મહોબત થઇ કે તેમણે તેને એક વીંટી તથા એક રૂમાલ ઇનાયત કર્યાં. આ વીંટી એવી હતી કે આંખમાં ગમે તેવું ફુલું પડયું હોય અને તે વીંટી આંખ ઉપર ફેરવે તો તરત ફુલું કપાઇ જતું, અને રૂમાલ એવો મુબારક હતો કે જે પેટીમાં તે રહેતો તેમાં બરકતનો પાર રહેતો નહી. આ બંને ન્યામતો એક ચમત્કાર રૂપ હતી. મોહંમદ આરેફની ઓલાદ હાલ ખોલવડમાં છે અને પરદેશ ખાતે વેપાર કરે છે, પણ તેમની પાસે ઉપલી ચીજો હાલ જણાતી નથી.

## મુંબઇમાં વફાત.

ખાવડીઆ ગૃહસ્થને છોકરો પેદા થયો અને મુંબાઈના લોકો તુટયા, તે એટલે સુધી કે પીર સાહેબને જરા પણ નવરા પડવાનો વખત આવતો નહિં.* આમ કરતાં કરતાં થોડા દિવસ ગુજર્યા એટલામાં પીર સાહેબનો વખત પુરો થયો, અને તેઓ ત્યાંજ બારમી બફાત ને જુમેરાતના રોજ હક થયા. ગુજર્યા પછી ત્યાંના લોકોએ તેમને ત્યાંજ નાગપાડા તેલી મહોલ્લાની મસજીદમાં દફન કર્યા.

દફન થઇ ગયા પછી પીર સાહેબે પોતાની બહેન આપાજીમાં સાહેબ કે જે માંગરોલમાં હતાં તેમને ખ્વાબમાં બશારત આપી કે હું અહીં દુનીઆથી ઉડી ગયો છું, અને લોકોએ મને અહીં દફન કરી દીધો છે. પણ મેં માંગરોલ આવવાનો વાયદો કર્યો છે માટે તમે અહીં આવીને મને લઇ જાઓ. આપાજીમા સાહેબ આ બના-

---

* મુંબાઇનાં કેટલાંક પારસી, હીંદુ અને મુસલમાન કુટુંબો મોટી સાહેબી ભોગવે છે તે આ પીરની તે વખતની દુવાનો પ્રતાપ છે.

વથી ઘણાં દીલગીર થયાં, અને તેમણે આ વાત જાહેર કરી ત્યારે તો માંગરોલમાં દુઃખનો દરીઓ ફરી વળ્યો. લોકો ઘણા દીલગીર થયા અને પોતાના હાથમાંથી ન્યામત જતી રહી તેથી પોતાને કમનસીબ સમજવા લાગ્યા. પણ તેટલામાં આપાજીમા સાહેબે કહ્યું કે તમે ગભરાશો નહિં. તમોએ હમેશને માટે પીરની ચાકરી કરવાનું માથે લીધું છે તો તમારી ખાએશ ખુદા પુરી કરશે. આવી રીતે લોકોને દિલાસો દઈ આપાજીમા સાહેબ મુંબાઇ તરફ રવાના થયા. તે વખતે આગગાડી નહોતી તેથી પગ રસ્તે બીબીસાહેબ તડકેશ્વર, ખોલવડ, એકલેરા* નવસારી, ગણદેવી× વલસાડ વિગેરે ઠેકાણે થતાં મુંબઇ પહોંચ્યાં. જ્યારે તેમના ત્યાં આવ્યાની મુરીદોને ખબર થઇ ત્યારે બધા ભેગા થયા. બીબી સાહેબે મુરીદોને પોતાને બશારત થયાની અને પીર સાહેબને માંગરોલ લઇ જવાની ખાએશ હોવાની ખબર કહી. તેમણે કહ્યું કે હજરતે મને બશારત દીધી છે કે હું માંગરોલના લોકોને વચન આપીને આવ્યો છું, માટે તમે મને આવીને લઇ જાઓ. જ્યારે બીબીસાહેબે આવું કહ્યું ત્યારે લોકો ઘણા અજાયબ થયા અને આવા ચમત્કારવાળા પીરને લઈ જવા દેવા નારાજી દેખાડવા લાગ્યા. આપાજીમા સાહેબે કહ્યું કે તમે ચાહે

---

* એકલેરા ગામ તરફના અમીજી એ પીરના ખાસ મુરીદ હતા. તેઓ આપાજીમા સાથે મુંબાઇ ગયા હતા.

× ગણદેવીના લાડ મહંમદ ચિસ્તી પણ આ ખાનદાનના ખલીફા હતા. એકલબારાવાળા કાયમદીનબાવા સાહેબના તરફથી તેઓ રંગાયા હતા. દખણમાં તેમને ન્યામત આપી હતી.

તે કરો, પણ મારે તો તેમના કહ્યા પ્રમાણેજ ચાલવું પડશે. જ્યારે લોકોએ આપાજીમા સાહેબનો પીર સાહેબને માંગરોલ લઇ જવાનો પકકો ઇરાદો જોયો ત્યારે તેમણે વધારે બોલવાનું છોડી દીધું, અને તેમની મરજી ઉપર રાજી થયા. હીજરી સં. ૧૨૭૦માં આ બનાવ બન્યો હતો.

## લાશ કબરમાં જેવીને તેવી આબાદ.

જ્યારે કબર ખોદવાનો વખત આવ્યો ત્યારે કોકણી લોકો આડા પડયા અને કહેવા લાગ્યા કે આ તો શરીઅતથી ઉલટું થાય છે, તેથી અમે તો લાશ કાઢવા દઇશું નહિ. મુરીદોએ કોકણીઓને ઘણાએ સમજાવ્યા, પણ તેઓ તો એકના બે થયા નહિ. છેવટે તેમણે જાણ્યું કે ઘાંચીઓ તોફાન કરશે તેથી તેમણે સરકારમાં જાહેર કર્યું. આથી બંદોબસ્ત માટે સરકારી માણસો આવ્યા. વધારે તોફાન થવાનો સંભવ જાણી ગોરા અમલદારો પણ ત્યાં આવી ખડા થયા. જ્યારે સરકારી અમલદારો આવ્યા ત્યારે મુરીદોની લાગણી વધારે ઉશ્કેરાઈ. તેઓ પેલા ગોરા અમલદાર પાસે ગયા અને કહેવા લાગ્યા કે અમારા પીર સાહેબે પોતાને માંગરોલ લઇ જવાની બશારત આપી છે તેથી તેમના બહેન તેમને લેવા આવ્યાં છે માટે આપ ખાતરી કરો અને રજા આપો. તે ઉપરથી પેલા ગોરા અમલદાર આપાજીમા સાહેબ જે મકાનમાં બેઠાં હતાં ત્યાં આવ્યા અને પૂછપરછ કરવા લાગ્યા. બીબી સાહેબે પરદામાં રહીને પેલા ગોરા અમલદારોને કહેવડાવ્યું કે મરહુમ એક મોટા વલી હતા, અને તેમણે મને બશારત આપી છે તે કદી ખોટી હોય નહિ. તમને ખાત્રી ન થતી હોય તો કબરનો જરા ભાગ ઉઘાડો

અને જુઓ કે એ વલી છે કે નહીં. જો લાશ લઇ જવા જેવી હોય તો લઇ જવા દેજો, અને નહીં તો પાછા દફન કરી દેજો. આપાજીમા સાહેબની આવી વાણીથી પેલા ગોરા અમલદારોનું મન પીગળ્યું અને ખાત્રી કરવા તૈયાર થયા. તેમણે કોકણીઓને સમજાવ્યા કે જુઓ તો ખરા, એમા આપણું જાય છે શું. લાશ કાંઈ સાજી નીકળવાનીએ નથી અને એ લઇ જઇ શકવાનાએ નથી. આપણે બોલીને શું કરવા બગાડવું જોઇએ. જરા કબર ઉઘાડીશું અને તેમના મનનું સમાધાન કરી બંધ કરી દઇશું, એમાં આપણને નુકસાન શું છે, આથી લોકો રાજી થયા.

## લાશમાં જીવતા માણસના ગુણ.

જયારે કબર ખોલવાનો વખત આવ્યો ત્યારે હજારો લોકો ભેગા થયા. આ વખતે મુરીદોના મનને ઘણોજ ઉચાટ હતો કે રખેને પીરની લાશ ખરાબ નીકળશે તો બધામાં હાંસી થશે અને હંમેશનું કલંક ચોંટશે. પણ આપાજીમા સાહેબ તેમને હીંમત આપતાં હતાં, અને કહેતાં હતાં કે તમે બેફિકર રહો, તમારી આબરૂની અમને પહેલી દરકાર છે. તમને સરખરૂ કરીશું અને પછી અમે મુંબઇથી જઈશું. તમારી આબરૂ અમે જાળવીશું અને કયામત સુધી તમારાથી ખીજમત લઇશું. તમારા ચહેરા હસતા થશે અને તમારા બાળ બચ્ચાં પીર સાહેબની સેવા કરવા ભાગ્યશાળી થશે. આપાજીમાં સાહેબ આવું બોલી રહયા હતા કે કબરનું મ્હોડું જણાયું. લોકો અંદર ડોકીયાં કરવા લાગ્યા પણ કાંઇ જણાયું નહી. બીજા લોકો એમ ધારતા હતા કે હવે ખરાબ વાસ આવવા માંડશે પણ ત્યાં તો ખુશબો ઉડવા લાગી. જયારે ખુશબો જણાઇ ત્યારે

તો કબર વધારે ઉઘાડી કરી પણ કબરમાં લાશ દેખાઇ નહી. જ્યારે આ વાતની આપાજીમાને ખબર પડી ત્યારે બુરખો પહેરી પોતે કબર આગળ આવ્યા અને કહ્યું કે ભાઇ, સતામણી શું કરવા કરો છો. જાહેર થતા હોવતો જાહેર થાઓને. લોકો તો તમને કયારનાએ ઓળખી ગયા છે. વધારે કરવામાં કાંઈ લાભ નથી. આટલું બોલી આપાજીમા સાહેબે પોતાની પાસેની પીછોડી કબર ઉપર ઓઢાડી અને કહ્યું કે આપણા મુરીદો આપના દીદારની ઇન્તેજારીમાં છે અને લોકો તમારી કરામત જોવા આવ્યા છે માટે દીદાર દેખાડો ! એટલું કહી જેવી પીછોડી ઉપાડી તેવીજ લાસ નજરે પડી ! પેશાની ઉપર પરસેવાંનાં ટીપાં આવી રહયાં હતાં, હજામત વધી રહી હતી, નખ વધેલા હતા, અને ચહેરો મુસુક મુસુક હાસ્ય કરી રહયો હતો. જ્યારે આવો ચમત્કાર જોયો ત્યારે તો બધા લોકો અજાયબ થયા. કોકણી લોકો ઠંડા થઇ ગયા. સરકારી માણસો હેરત પામી ગયા, અને મુરીદો હર્ષઘેલા થઈ ગયા. આ બીના જોઈ મુંબઇમાં બધે શોરો મચી રહયો, અને દુર દુરથી લોકો ખાતરી કરવા આવવા લાગ્યા. ત્યાં રાત દહાડો એટલો બધો લોકોનો જમાવ થતો કે એ જગા જરાપણ વાર ખાલી પડતી નહિં. મુરીદો ત્યાં હમેશાં હાજર રહેતા અને લોબાન બતી કરતા. બીબી સાહેબે હવે સંદુક* તૈયાર કરવાનો હુકમ આપ્યો તે ઉપરથી મુરીદોએ કારીગર સુથાર પાસે બરાબર માપ લેવાડી સંદુક તૈયાર કરાવી. સંદુક તૈયાર થઇને કબર આગળ આવી, અને જેવી લાશ તેમાં મુકવા જાય છે તેવીજ સંદુક નહાની પડી. આથી મુરીદોએ આપાજીમા સાહેબને ખબર આપી કે

---

* સંદુક એટલે પેટી.

સંદુક હુશીયાર સુથાર પાસે માપ લેવડાવીને તૈયાર કરાવી છે તો પણ હવે નહાની પડે છે. આપાજીમા સાહેબે ફરમાવ્યું કે એ બધાં એમનાંજ કારસ્તાન છે! ચાલો, મને જોવા દો. આપાજીમા સાહેબ વળી બુરખો ઓઢી ત્યાં આગળ આવ્યાં, અને કહ્યું કે હજુ તમે તમારા ચાળા મુકતા નથી. મર્યા પછી પણ તમે આવું લઈ બેઠા છો તો મને લોકો તમને શી રીતે લઇ જવા દેશે! માટે હવે એવું કરવું છોડી દો. એમ કહી લોકોને કહ્યું કે તમે તમારે લાશને જબરીથી અંદર ઠેલી દો. તેથી લોકોએ મહા મુસીબતે લાશને સંદુકની અંદર મુકી. સંદુક ટુંકી પડવાથી લાશ બરાબર સીધી રહી શકી નહિ. આપાજીમા સાહેબે ફરી પોતાની પાસેની પીછોડી સંદુક ઉપર ઢાંકી અને કહ્યું કે જો સીધેસીધા નહિ ચાલો તો માંગરોલ લઈ જવાની નથી, માટે સીધા ચાલવું હોય તો ચાલો. આટલું બોલી આપાજીમા સાહેબે જેવી પીછોડી ઉપાડી કે સંદુક એક હાથ આગળ અને એક હાથ પાછળ વધેલી માલમ પડી. લાશ કરતાં સંદુક આવી રીતે પળવારમાં વધી ગએલી જોઈ લોકો ઘણા અજાયબ થયા. અને એવા કરામત વાળા પીરને મુંબઈમાંજ રાખ વામાં ફાયદો છે એમ વિચાર કરવા લાગ્યા, પણ આપાજીમા સાહેબ આગળ કાંઇ બોલી શકતું નહોતું.

## વહાણ તેરવ્યું.

હજરતની લાશ મુબારકને સંદુકમાં મુકયા પછી માંગરોલ લઈ જવાનો વિચાર ચાલે છે તેવામાં મુંબાઈના દરીયામાં એક જુદો બનાવ બન્યો. ખંભાતના ખલાસી લોકો ભાવનગરથી વહાણ લઇને મુંબાઈ આવતા હતા, તેવામાં રસ્તામાં તોફાન લાગ્યું. બાર-

વાઓએ પોતાના પીર મોટાગીયાં સાહેબને યાદ કર્યાં અને તેમની માનતા માની. આથી પીર સાહેબને તેમની વારે ચડવું પડયું હતું. તેથી તે વખતે કબર ખાલી દેખાઇ હતી. પીરની મદદથી પેલું વહાણ બચ્યું, અને આફત દુર થઈ ગઈ. ખારવાઓએ બસો રૂપીયા માનતાના ચડાવવાના કર્યા હતા તેથી જેવું વહાણ મુંબઇના બંદરમાં લંગાર્યું તેવાજ તે રૂપીઆ લઇ પીર સાહેબની સેવામાં અર્પણ કરવા માટે ત્યાં આવીને હાજર થયા. પણ અહીં તો જુદોજ મામલો હતો. આપાજીમા સાહેબે ખારવાઓને કહ્યું કે તમે આવ્યા છો તો તમારી સેવા–માનત કબુલ કરવામાં આવે છે માટે તમે તમારૂં વહાણ તૈયાર કરો, અને આ સંદુકને તેમાં લઇ ચાલો. ખારવાઓ દીલોજાનથી તૈયાર થઇ કહેવા લાગ્યા કે અમારા કયાંથી નસીબ કે પીર સાહેબના કામમાં અમો આવીએ. આ બસો રૂપીઆ આપ લો પછી અમે સંદુક વહાણ ઉપર ચઢાવીએ. આપાજીમા સાહેબે તેમને રાજી રાખવા બસો રૂપીયા લીધા, અને સંદુક ત્યાંથી બંદર ઉપર લઇ જવા ઉપાડી. હજારો લોકો ઉપાડવામાં સામીલ થયા અને રસ્તામાં એટલી બધી ભીડ થઇ કે ચાલવાને રસ્તો પણ જડતો નહોતો. લોકોએ કહ્યું કે પીર સાહેબના ધાંચી મુરીદો કેવા નસીબદાર છે કે તેમને આવા પીર મળ્યા છે. આવા પીર મેળવવામાં તેમના ભાગ્યે ખરેખર જોર કર્યું છે, એમાં જરાપણ શક નથી. લોકો આખા રસ્તે અજાયબ થતા હતા. સંદુક બંદર ઉપર આવી ત્યારે હજારો પરકોમના લોકો પણ ત્યાં પીર સાહેબની કરામતનો શોરો સાંભળી આવી પહોંચ્યા હતા, અને ફુલથી સંદુક વધાવતા હતા. પેલા અમલદારો તો આ બધા ચમત્કાર જોઇને હેરત પામી ગયા હતા, અને પીર સાહેબની કરામતની સાક્ષી આપતા હતા. બધો

મામલો તેમની નજર આગળ બન્યો હતો એટલે તેઓ આબેહુબ વર્ણન કરતા હતા. સંદુક જ્યારે વહાણ ઉપર ચઢાવવામાં આવી ત્યારે લોકોની ત્યાં ભારે ઠઠ હતી. મુંબઇથી કેટલાક મુરીદો આપાજીમા સાથે થયા, અને વહાણે લંગાર ઉપાડયું. જ્યાં સુધી વહાણ દેખાયું ત્યાં સુધી લોકો કિનારે ઉભા રહીને જોતા હતા, અને કહેતા હતા કે બેશક આવા જમાનામાં પણ દુનીઆમાં વલી લોકો છે. આ વખતે પારસી લોકોની તથા હીંદુ લોકોની ઘણી સંખ્યા હતી.

## લાશ છ મહીના બહાર આબાદ.

પીરની સંદુક અંદર હોવાથી વહાણને એવો સારો પવન વાવા માંડયો કે એક દિવસમાં વહાણ સુરત પાસે ભગવાદાંડી નામના બંદર આગળ આવી પહોંચ્યું. સંદુક ત્યાં આગળ ઉતારવામાં આવી અને ત્યાંથી પાલ, અડાજણ, અને ઓલપાડને રસ્તે થઇ મંદરોઇ ગામે લઇ જવામાં આવી. મંદરોઇ ગામની ભાગોળે એક લીમડાનું ઝાડ છે ત્યાં એ સંદુક ઉતારવામાં આવી હતી, તેથી એ લીમડાની એક ડાળ મીઠી થઇ ગઈ, અને હાલ પણ તેમજ છે. ત્યાંથી સંદુક હથોડા ગામ, સીમોદરા ગામ, વિગેરે ઠેકાણે થઈ માંગરોલમાં ઘરના સામે બારણે લઈ જઈ મુકવામાં આવી. હજારો લોકો દીદાર કરવા આવતા હતા. એક રણછોડ નામના હિંદુ સોનીએ કહ્યું કે આમાં તે શું છે કે વહોરાઓ એક બંધ પેટીને આમ માની રહ્યા છે! પેટી ઉઘાડે ત્યારે ખબર પડે કે લાશ આબાદ છે કે ખવાઈ ગઈ છે! બંધ પેટીમાં લાશ રાખવામાં કાંઇ કરામત નથી! આથી પીર સાહેબે રાતમાં આપાજીમા સાહેબને તથા ગામના પટેલને તથા તે વખતના કાવજી બોખાત વિગેરેને બશારત આપી કે સંદુક ઉઘાડી

મુકો કે પછી કોઇને કાંઇ કહેવાનું રહે નહિ. આથી દાવજી બોબાત તથા પટેલ વિગેરે આપાજીમા સાહેબ પાસે આવ્યા અને બશારતની વાત કહી. આપાજીમા સાહેબને પણ તેમજ બશારત થઈ હતી એટલે જેવી સંદુક ઉઘાડી કે અંદરથી ખુશબો ઉડવા લાગી અને લાશ કોઇ જીવતું માણસ સુતું હોય એ હાલતમાં દેખાવા લાગી. હજામત અને નખ વધેલાં હતાં. તથા કપાળ ઉપર પરસેવાના ટીપાં આવી રહ્યાં હતાં, અને ચહેરા ઉપર હાસ્ય હતું. માંગરોલના લોકો આ જોઇ હર્ષઘેલા થઇ ગયા, અને હીંદુઓ પણ પીર સાહેબની કરામતના કાયલ થયા. પીર સાહેબ આજે ડાબી પાસે તો કાલે જમણી પાસે સંદુકમાં સુતેલા માલમ પડતા. અઢી મહીના સંદુક આવી હાલતમાં ત્યાં રહી, તે દરમ્યાન હજારો લોકો દીદારથી ભાગ્યશાળી થયા. જ્યારે પીર સાહેબની કરામતની બધાને ખાત્રી થઈ ગઇ ત્યારે માંગરોલમાં હાલ જ્યાં કબર છે ત્યાં દફન કરવામાં આવ્યા. એકંદરે ૭ મહીના સુધી લાશ બહાર રહી હતી. ત્રણ વરસ પછી (હી. સ. ૧૨૩૩)માં માજી સાહેબે ત્યાં રોજો બંધાવ્યો. આ રોજો બંધાવતી વખતે ગામના સારા સારા લોકો જાતે મહેનત કરતા હતા, અને સવાબ મેળવતા હતા.

કહે છે કે દરગાહની પાસે હાલ એક પીરીયું ખેતર છે ત્યાં અભરામજી બોબાત સાથે પીર સાહેબ પોતાની હયાતીમાં પોંક ખાવા ગયા હતા, તે વખતે તેમણે બોબાતને વાતવાતમાં જગા બનાવીને કહ્યું હતું કે બેટા મેં યે જગામેં આઉંગા; અને થયું પણ તેમજ. બોબાત ઉપર પીર સાહેબની ઘણી મહેરબાની હતી. હાલ પણ તેમની ઓલાદ માંગરોલમાં છે અને સુખી છે. પીર સાહેબના ગલેફ હાલ પણ તેમના ત્યાંજ રહે છે, અને સંદલના દહાડે ગાદીવાળા પીર સાહેબના ત્યાં લાવવામાં આવે છે. ગલેફ ભરગચ્છી તથા કીનખાબના છે, અને

ઘણાં કીંમતી છે. બોબાતની ઓલાદમાં હાલ પણ દાવજી બોબાત, ઈસબજી બોબાત, ઇબરાહીમ બોબાત, ઈસ્માઈલ બોબાત વીગેરે છે, અને હાલના પીર સાહેબની ખીજમત દીલોજાનથી કરે છે. પીર સાહેબની ઓલાદમાં પણ ઘણા જાગતા જોત વલી થયા છે કે જેમની કરામત જગ જાહેર છે.*

## અસલ કબર.

પીર મોટાપીયાં સાહેબની લાસ મુબારક સંદુકમાં મુકીને લઈ આવ્યા પછી મુંબાઇ વાળી અસલ કબર પુરી નાંખી છે. તે નવા નાગપાડા તેલી મહોલ્લાની મસજીદમાં સહેન પાસે આબાદ છે અને હજુ પણ ત્યાં લોકોની માનતાઓ ચઢે છે. આ મસજીદનો વહીવટ હાલ મુસલમાન કોકણી લોકો કરે છે. થોડા વરસ ઉપર મુંબઇના ઘાંચીઓએ એ મસજીદનો વહીવટ લેવા માટે કોશીશ કરી હતી પણ કોકણી લોકોએ તે આપ્યો નહિ.

## માંમરોલમાં ગાદી.

એ પીર સાહેબનો હાલ પણ ચમત્કાર એવો છે કે હોલો એમના રોજા ઉપર થઇને ઉડી શકતો નથી. જ્યાં ઉપર થઇને જાય છે કે લાગલો જમીન ઉપર પટકાઇ પડે છે. એ હકીકત તો ગામના લોકોએ ઘણી વખત જોઇ છે. વળી બીજી કરામત એવી છે કે પીરની દરગાહના કંપાઉન્ડમાં જે કુવો છે તે કુવા ઉપર કદાચ કોઇ

---

* આ પીરોથી નવસારી પ્રાંત, ભરૂચ જીલ્લા અને સુરત જીલ્લાના લોકોને ઘણો ફાયદો થએલો છે. તેમણે રાત દીવસ એ લોકો માટે દુવા કરી હતી. હાલની આબાદી એમની દુવાનોજ પ્રતાપ છે.

છેટે બેઠેલી ઓરત પાણી ભરવા જાય છે તો પાણી તદન મોળાં થઈ જાય છે. એ કુવાના પાણીમાં એવો ગુણ છે કે જે કોઇ તેનાથી નહાય છે તેને શીતળા, અછબડા, ઓરી વિગેરે જેવાં દરદો થતાં નથી. અને જો કદાચ થાય છે તો આ કુવાનું પાણી પીવાડવાથી મટી જાય છે. કોઇના પેટમાં દુખે છે તો દરગાહના કંપાઉન્ડમાં બોરડી છે તેના પાંદડાં ખાવાથી સારૂં થઈ જાય છે, તથા તાવ આવતો હોય તો એ બોરડીની છાલ પીવાથી તાવ મટી જાય છે. આ બોરડીના બોર દરાખ જેવાં મીઠાં છે. કોઇને હડકાએલું કુતરૂં કોહલું-શીયાળવું, સાપ વિગેરે કરડેલ હોય તો ત્યાંની દરગાહ ઉપર જવાથી તરત ફાયદો થાય છે, તેમજ ગમે તેવો જીન, ભુત, પલીત, ડાકણ, ચુડેલ વિગેરે જે હોય તે ત્યાં જવાથી નીકળી જાય છે. આવી આવી પીરની ઘણી કરામત વખતો વખત લોકો જુએ છે. હજારો લોકોને એ પીરથી ફાયદો થયો છે. તેથી બધી કોમના લોકો તેમને માને છે. હજારો લોકો પીરના બોધથી સારા રસ્તા ઉપર આવ્યા છે, અને મુક્તિ મેળવી છે. ઇસ્લામનો પ્રકાશ એ જીલ્લામાં તેમના પ્રતાપથીજ વધારે થવા પામ્યો છે,[1] અને એમનાથીજ માંગરોલની ગાદી કાયમ થઇ છે. હાલ એ ગાદી નીચે પાલણપુરથી લઇને મુંબઈ સુધી અને ખંભાતથી લઇને નાસક સુધીના હજારો લોકો મુરીદ છે.[2] અને સાઉથ આફ્રિકા, મોરીસ, પેરીસ રંગુન, સીંગાપોર, જાવા, મુંબઈ, કલકત્તા વગેરે ઠેકાણે લાખોના

---

૧ માંગરોલની આસપાસના ગામોમાં તે વખતે મસીદો નહોતી, પણ પીર સાહેબની કોશીશથીજ પાછળથી તે થવા પામી હતી.

૨ તેમના મુરીદોની સંખ્યા હાલ બે લાખ જેટલી છે.

વેપારી છે. પીર સાહેબની કડીમાં હમણા પણ હવેલીઓ છે. વીરમગામમાં પણ મકાનો છે.

પીર સાહેબના ગુજરવા પછી કેટલાક લોકોએ પરિક્ષા કરવા અંકલેશ્વર તાલુકાના સેંગપુર ગામના એક શેઠ દીપા સવજી નામના જૈન વાણીઆના ઘરની એક ડોસીને સાપ કરડેલો હોવાથી માંગરોલ પીરના રોજા ઉપર મોકલી હતી. ત્યાં ડોસીનું ખાટલામાં મડદું લઈ આવ્યા હતા અને દરગાહના કપાઉન્ડના મોટા દરવાજા આગળ આવતાંજ તે શુદ્ધીમાં આવી બેઠી થઇ ગઈ હતી, અને તદન તંદુરસ્ત હાલતમાં પાછી ઘેર ગઈ હતી. આ વાતને ઘણાં વરસ વહી ગયાં છે તો પણ શેઠ દીપા સવજીની ઓલાદના હીરાજી નાથાજી તરફથી હાલ પણ દર વરસે પીર સાહેબને કાંઇક ભેટ અપાય છે.+

હાલ પણ પીર સાહેબની કરામત જગજાહેર છે. ઘણા લોકો દુરદુરથી માનતાઓ લેવા આવે છે અને એમનું કામ ખુદાના હુકમથી અને પીરની દુવાથી તરત થઇ જાય છે. આ પીર સાહેબની દરગાહ ઉપર ચોર સાહુકારની પરીક્ષા કરવા બેડી તુટતી હતી અને પત્થરનો ગોળો પણ ઉપાડવા માટે હતો, પણ મરહુમ પીર બડામીયાં સાહેબે લોકોની ગડબડ વધારે થતી હોવાથી એ કામ બંધ કરી નાંખ્યું હતું. વળી એ દરગાહ ઉપર બેસવાથી મીરાંદાતારની માફક ભુત, પલીત, જીન, ડાકણો વિગેરે તરત નીકળી જાય છે. જીનનું કહાડવું ઘણું મુશ્કેલ છે તોપણ તેનો જોઇએ તેવો ઇલાજ અસલથી ચાલતો આવેલો આ ગાદીવાળા પીર સાહેબ પાસે છે.

---

+ પીર મોટામીયાં સાહેબ હી૦ સ૦ ૧૧૫૮માં જન્મ્યા હતા અને હી૦ સ૦ ૧૨૩૦ (સંવત ૧૮૬૬)માં પડદે થયા હતા.

## પીર કાયમદીન બાવા સાહેબ.

### એક પકકા વેજીટેરીઅન પીર સાહેબનો ચમત્કારીક એહવાલ.*

"પીર કાયમદીન બાવાસાહેબ કાદરી–વ–ચીસ્તી સાહેબ જે મરહુમ પીર મોટામીયાં સાહેબનાં કાકા થતા હતા તે પાકપટનવાળા પ્રખ્યાત મહાન પીર સૈયદના વ મઉલાના હજરત બાવા ફરીદ શકરગંજ ચીસ્તી સાહેબની ઓલાદમાં છે, અને એક મોટા મહાત્મા હોઈ ઘણા ચમત્કારવાળા ગણાય છે. તેઓ પકકા વેજીટેરીઅન હતા. તેમનો જન્મ કડી કસ્બામાં થયો હતો.

જ્યારે તેઓ પેદા થયા ત્યારે તેમના પીતા હજરત બદરૂદીન બાવા સાહેબ ખુદાતાલાના ધ્યાનમાં છીલ્લે બેઠેલા હતા. જ્યારે સવા મહીનો થઇ ગયો ત્યારે એક દીવસ બદરૂદીન બાવા સાહેબ પોતાના મકાન આગળ પાણીના હોજ ઉપર બેઠા બેઠા વજુ કરતા હતા, તેવામાં દાઇએ આવી હજરતને ખબર આપી કે "આપને કાંઈ ખબર છે. ? આપના મકાનમાં તો સવા મહીનાથી સાહેબજાદા પેદા થયા છે." ત્યારે તેમણે કહ્યું કે "જા તેમને લઈ આવ હું જોઉં." દાઇ ઘરમાંથી સાહેબજાદાને લઇ આવી. તેમને જોઇ હજરતે ખુદા-તાલાનો ઉપકાર માન્યો; અને હાથમાં લઇ કહ્યું કે "દીન ઇસ્લામનો કાયમ કરનારો થશે, પોતાના બાપદાદાનું નામ કાયમ રાખશે અને પોતે મુલુક ઉપર કાયમ રહેશે, માટે તેનું નામ કાયમદીન રાખવું સારૂં છે. એવી રીતે નામ આપી સાહેબજાદાને પેલા હોજના પાણીમાં ઝબોળવા લાગ્યા. દાઇએ જાણ્યું કે મીયાં છીલ્લામાંથી

---

* આ હકીકત મુંબઇના પ્રખ્યાત "સાંજવર્તમાન" પત્રના તા. ૨૧ નવેમ્બર ૧૯૧૭ ના અંકમાં ૧૧ માં પાને પ્રકટ થઈ હતી.

ઉડયા છે તેથી તેમનું ધ્યાન ઠેકાણે નથી એટલે વહેલી વહેલી તેમના હાથમાંથી સાહેબજાદાને પડાવવા લાગી. દાઇએ ઘણુંએ જોર માર્યું પણ હજરતે તો સાહેબજાદાને પાણીમાં ૭ ડુબકીઓ ખવરાવી દીધી ! સાતમી ડુબકી પહેલાં તો દાઇએ લઈ લીધા. ત્યારે તેમણે કહ્યું કે જા ૭ ડુબકીમાં ૭ તબક રોશન થઇ ગયા, જો સાત ડુબકીઓ ખવરાવવા દીધી હોત તો સાતે તબક તેના ઉઘડી જાત; પણ જા સાતમો તબક મહેનત કરી ખોલી લેશે. દાઇ બીચારી હાંફળી ફાંફળી બનીને સાહેબજાદાને લઇ ઘરમાં દોડી ગઇ અને સાહેબજાદા મરણ તુલ્ય થઇ ગયા હશે એમ જાણી તેમને ખાટલા ઉપર સુવડાવી ચીંતાથી તેમના મ્હોં સામું જોવા લાગી. પણ સાહેબજાદાની હાલત તો ઓરજ હતી. તેઓ તો હસતા હતા અને પોતાને સાતમી ડુબકી આપવા ન દીધી તેથી જાણે દાઇ ઉપર હુમલો કરતા હોય તેમ ઉછળતા હતા. એટલે તેમને નાનપણથીજ પોતાના બાવા સાહેબ તરફથી આત્મજ્ઞાનની ન્યામત મળી હતી. હજરત બદરૂદીન બાવા સુલુક અને વેદાંતનું ઘણું જ્ઞાન ધરાવતા હતા. તેમણે કાવ્ય પણ બનાવ્યા હતાં તે જોવાથી માલમ પડે છે કે બેશક તેઓ ખરા સુફી અને મોટા વલી હતા. તેમણે “ બીરેહની કંથા ” તેમણે બનાવી છે જે હજુ લોકો બોલ્યા કરે છે.

થોડા દીવસ પછી બદરૂદીન બાવા દુનીઆના કારભારથી અલગ થઇ ગયા, અને હમેશાં ખુદાતાલાના ધ્યાનમાં જંગલમાં રહેવા લાગ્યા. આખરે એવું થયું કે તેઓ પ્રેમમાં મસ્ત બની ગયા અને આમ તેમ જંગલમાં ફરવા લાગ્યા. એ વખતે કડીમાં બે હજાર ઘાંચી લોકોનાં ઘર હતાં. આ ઘાંચી લોકો મુસલમાન હતા અને તે

બધા આ પીરના ખાનદાનના મુરીદ (સેવક) હતા. ઘાંચી લોકોની છોકરીઓ જંગલમાં ઘાસ લેવા જતી ત્યાં ઘણી વખત હજરત બદરૂદીન સાહેબ એકાંતમાં ખુદાતાલાના ખ્યાલમાં ફરતા જણાતા. છોકરીઓ એ પીરમે વારંવાર પુછયા કરતી કે "મીયાં બદર રસ્તા કીધર" છોકરીઓ હમેશાં આવું બોલતી તો પોતે કહેતા કે "ઇધર." જે તરફ તે રસ્તો બતાવતા ત્યાં જવાથી થોડી વારમાં ઘણી ઘાસ મળતી. એક દીવસ જંગલમાં ખુદાતાલાના ધ્યાનમાં બેઠા હતા એવામાં ઘાંચીઓની છોકરીઓનું એક ટોળું ઘાસ લેવા જંગલમાં આવ્યું. તેઓ હજરતને જોઇ તેમની પાસે ગઇ અને રસ્તો પુછવા લાગી. હજરત તો માલીકના ધ્યાનમાં હતા એટલે પ્રથમ કાંઇ બોલ્યા નહીં, પણ છોકરીઓએ ઘણો કેડો લીધો અને વારવાર ઘાંટા પાડી કહેવા લાગી કે "મીયાં બદર રસ્તા કીધર"! ત્યારે હજરતે જોશમાં આવી કહી દીધું કે "જાઓને રાંડાં જીધર તીધર"! એક મહાત્માને પોતાની ભકિતના વખતમાં સતાવવાથી તેમની ઉપર સખતી આવી. છેવટે એવું થયું કે કડી મુકીને ઘાંચી લોકોને નીકળવું પડયું. તેઓ ત્યાંથી નીકળી ચુંવાલ, કાનમ, દખણ વીગેરેનાં ગામોમાં પોતાના ગુજરાન માટે ગયા. ઘણા દિવસ તેઓ આમ તેમ ફર્યા પણ કાંઇ ઠેકાણું પડયું નહિ. પણ જ્યારે પીર કાયમદીન બાવા ઉમર લાયક થયા અને હજરત બદરૂદીન સાહેબ દુનીયાંથી ઉઠી ગયા ત્યારે ઘણાં ઘાંચી લોકો તેમની ખીજમતમાં હાજર થયા, અને પોતાની છોકરીઓએ કરેલી બેઅદબી માટે ઘણો પસ્તાવો કરી માફી માગવા લાગ્યા. હજરતે કહ્યું કે બાવાના વચનથી તમને તકલીફ પડે છે, પણ હું તમારા તરફથી

તેમની માફી માગીશ અને ખુદાતાલા આગળ દુઆ કરીશ કે પાક પરવરદીગાર તમારા ઉપર થએલી સખતી દુર કરે અને તમને સુખે ઠેકાણે પાડે. હજરતે ઘાંચી મુરીદો માટે લગભગ ૩૦ વરસ સુધી દુવા કરી જેથી ઘાંચી લોકોને ઘણી શાંતી થઈ અને તેઓ જ્યાં ત્યાં રખડતા હતા તે ઠેકાણે પડયા. આજ પણ ઘાંચી લોકો જુદે જુદે ઠેકાણે તે વખતના ગએલા આબાદ છે, અને એ પીરના ખાન દાનનાજ મુરીદ છે. તમામ ઘાંચી લોકો જેઓ આ પીરના મુરીદ છે, તેમની સંખ્યા હાલ પણ ઘણી મોટી છે. મુંબઇમાં ને બીજે ઠેકાણે ઘણી સારી હાલતમાં છે અને લાખોનો વેપાર કરે છે.

પીર કાયમદીનને નાનપણથીજ ન્યામત મળી હતી એટલે કાંઇ પુછવા જેવુંજ નહોતું. આઠમે વરસે તો પોતે કુરઆન શરીફના હાફેજ થઇ ગયા અને આખું કુરઆન શરીફ મોઢે પઢવા લાગ્યા. વળી ફારસી અરબીનો સારી રીતે ઇલમ હાંસલ કરી ગુજરાતી તથા સંસ્કૃતનો પણ સારો અભ્યાસ કર્યો હતો જે તેમની બનાવેલી "નુરેરોશન" નામની કીતાબ જોવાથી ખાત્રી થાય છે. પીર કાયમદીન બાવાને ભકિતનો ઘણો શોખ હતો. જ્યારથી પોતે સમજણા થયા ત્યારથી ખુદાના જ્ઞાન તરફ તેમણે પોતાનું ચિત ચોટાડયું હતું. હજારો ભકતો તેમની સેવામાં હાજર થતા અને ન્યામત મેળવતા. કાનમમાં ભજન–કલામનો શોખ તેમનાથીજ વધવા પામ્યો છે. અભરામ ભગત, પુંજા ભગત, જીવણ મસ્તાન, રતનબાઇ વીગેરેને તેમનાથીજ ન્યામત–મુકતી મળી છે. આ ભગતો મોટા મહાત્મા થઈ ગયા છે કે જેમના ભજન કાનમ જીલ્લામાં સામાન્ય રીતે બોલાય છે. અભરામ ભકત જાતે વહોરા હતા. પુંજા

ભગત જાતે ખારવા—ખલ્લાશી હતા, અને જીવણુ મસ્તાન જાતે કણબી હતા. વળી આ ભક્તોથી બીજાઓને પણ ન્યામત મળી છે. ઉમર બાવા, નબીમીયાં, નથુબાવા વીગેરે પણ આ ખાનદાનથીજ રંગાયા છે.×

કાયમદીન બાવા સાહેબને ગૉસનો મરતબો હતો. તેમના સઘળા સાંધા જુદા થઇ ખુદાતાલાની બંદગી કરતા હતા. તેમની કરામત જગજાહેર હતી. એક વખત એવું બન્યું કે હીંદુ લોકોનો સંઘ કાશી તરફ યાત્રા કરવા જતો હતો તેવામાં પીર સાહેબ સામા મળ્યા. તેમણે સંઘના લોકોને પુછ્યું કે કયાં જાઓ છો ? ત્યારે તેમણે કહ્યું કે કાશીએ જાત્રા કરવા જઇએ છીએ. ત્યારે પોતે ફરમાવ્યું કે તમારામાંથી કોઇએ કાશી જોઇ છે ? ત્યારે જે જઈ આવ્યા હતા તેમણે કહ્યું કે હા અમોએ જોઈ છે. ત્યારે પોતે તેમને આગળ બોલાવ્યા અને પોતાની બાંય તેમના આગળ ધરી તેમાં જોવા કહ્યું. જેવા તેઓ જોવા જાય છે તેવાજ તેમને બાંયમાં કાશીનાં દર્શન થયાં. તેમણે કાશી જોઇ હતી તેથી ખાત્રી આપી અને બધા લોકોએ ત્યાંજ બેઠાં પીરની બાંયમાં કાશીની જાત્રા કરી. પીર ઉપર બધા ઇમાન લાવ્યા અને ત્યાં પીરે બધાને જ્ઞાનની પ્રસાદી આપી.

---

× અભરામ બાવા તથા તેમના દીકરા ઉમર બાવા પરીએજ ગામના હતા અને નથુબાવા ઇખર ગામના હતા. આ વહોરા ભાઇઓ મોટા વલી થયા એ આ પીરનોજ પ્રતાપ છે. બોઢાણવાલા ઇસમાલજી પીર તથા સાલેહજી પીર ટંકોલીવાલા તથા ગોરામીયાં વિગેરેને પણ આ ખાનદાનથી ફેજ મળેલો છે અને વલી થયા છે.

એક વખત ચોમાસાના દીવસોમાં પીર સાહેબ ખાનદેશમાં પરકાશા ગામ તરફ ફરતા હતા તેવામાં વરસાદ પડવા માંડયો. આથી પીર સાહેબ તથા તેમની સાથેના બધા માણસો એક પાસેના દેરામાં દાખલ થઇ ગયા. જ્યારે વરસાદ બંધ રહ્યો ત્યારે પુજારી આવ્યો અને મુસલમાનોને અંદર પેઠેલા જોઇ ઘણો ગુસ્સો કરવા લાગ્યો. બાવા સાહેબે કહ્યું કે ભાઇ ગુસ્સો શું કરવા કરે છે, તારે આ દેરા સાથે શો સંબંધ છે? તેણે કહ્યું કે હું તેનો પુજારી છું. તમે મલેચ્છ લોકોએ દેવાલયમાં પેસી બધું દેવાલય ભ્રષ્ટ કર્યું છે! ત્યારે પીર સાહેબે ફરમાવ્યું કે દેવ કાંઇ ભ્રષ્ટ થાય છે? તેણે કહ્યું કે હું ૩૦ વરસથી સેવા કરૂં છું, પણ આવો પ્રસંગ તો કોઇ વખત બન્યો નથી. ત્યારે બાવા સાહેબે કહ્યું કે તું ત્રીસ વરસથી દેવની સેવા કરે છે ત્યારે તો દેવ તારા ઉપર પ્રસન્ન થયા હશે અને તારી વાત પણ સાંભળતા હશે. ત્યારે તેણે કહ્યું કે દેવ પ્રસન્ન હોય તેમાં શી નવાઇ! ત્યારે પોતે પોતાની સાથેના એક સેવકને બહાર મોકલી થોડું ઘાસ મંગાવી પેલા પુજારીને કહ્યું કે જો દેવ પ્રસન્ન થયા હોય તો આ એમના પોઠીઆને સજીવન કરી આટલું ઘાસ ખવરાવ! ત્યારે તે બોલ્યો કે પથ્થરનો પોઠીઓ તે વળી ઘાસ ખાતો હશે! ત્યારે પોતે કહ્યું કે દેવ પ્રસન્ન હોય તો કેમ ન ખાંય? એમ કહી પોતે પેલું ઘાસ પોઠીઆ આગળ ધર્યું અને કહ્યું કે અલ્લાહ તાલાના હુકમથી અને બાવા ફરીદ સાહેબની દોઆથી આ ઘાસ ખા! ત્યારે પેલો પોઠીઓ સજીવન થઇ પેલું ઘાસ ખાવા લાગ્યો! આ જોઈ પુજારી ઘણો અજાયબ થયો અને પીરની સીધ્ધી ઉપર ઇમાન લાવ્યો. આ સીવાય પીરની ઘણી કરામતો છે જે

લખવા જઇએ તો મોટું પુસ્તક ભરાય એમ છે. પીર સાહેબ પકકા વેજીટેરીઅન ફળાહારી અને મોટા મહાત્મા હતા.' તેમણે બનાવેલી "નુરેરોશન" તથા "દીલરોશન" નામની કીતાબોથી ખાત્રી થાય છે કે તેઓ બેશક ખરા મહાત્મા અને પોતાના જમાના કુતુબ હતા.[1] "નુરેરોશન" બ્રહ્મજ્ઞાનનો એક ભંડાર છે જે પ્રમાણે ચાલવાથી ઘણા લોકો મહાપદને પહોંચ્યા છે. તેમાં ભજન–કલામ પણ ઘણાં છે.

આખર વખત પીર સાહેબ નંદરબાર તરફ પોતાના મુરીદોમાં પધાર્યા હતા, અને ત્યાં નજીકમાં તેમણે શાહદા તાલુકાના ઘોકડા ગામે આ ફાની દુનીયા છોડી હતી.[2] ત્યાંથી તેમની લાશને પાછળથી એકલબારામાં લાવવામાં આવી હતી. તે વખતે ત્યાં બે પાર્ટીઓ હતી. એક કહે અમારી હદમાં દફન કરીશું અને બીજી કહે અમારી હદમાં. આ ઉપરથી ઘણો ઝઘડો ઉઠયો. પીર સાહેબે બશારત આપી કે લાશ વાળી ગાડીને કાચા વાછરડા જોડો અને જ્યાં ગાડી ઉભી રહે ત્યાં દફન કરજો. આ ઉપરથી કાચા વાછરડા જોડવામાં આવ્યા અને હાલ જ્યાં દરગાહ છે ત્યાં ગાડી જઇને થોભી અને પોતે ત્યાં મુકામ કર્યો. હીજરી સન ૧૧૮૮.

માંગરોલવાળા પીર મોટા મીયાં સાહેબ કે જેમનો ઓરસ પોશ સુદી ૨ ને રોજ દર વરસે અંકલેશ્વર પાસે માંગરોલ ગામે

---

૧ "નુરેરોશન" હીજરી સન ૧૧૬૯માં પુરી થઇ હતી. મેરાજ પંથીઓ–પ્રણામીઓને "અક્ષરાતત" નો ભેદ પણ આ પીરે સારી રીતે સમજાવ્યો હતો.

૨ અસલ જુની કબર હાલ ઘોકડા ગામે છે અને ત્યાં હાલના પીર મોટામીયાં સાહેબ તરફથી મુજાવર રહે છે.

ભરાય છે તે આ પીર સાહેબના ભત્રીજા થાય છે. એકલબારા વડો-દરા પ્રાંતના પાદરા તાલુકામાં આવેલું છે, અને પાદરાથી પગ રસ્તે બે ગાઉ થાય છે. પાદરે જવા બી. બી. એંડ સી. આઇ. રેલ્વેના વિશ્વામીત્રી સ્ટેશને ગાડી બદલવી પડે છે, અને ત્યાંથી ડભોઇ લાઈનથી પાદરે જવાય છે. સુરતથી સવા રૂપીઓ રેલ ભાડું થાય છે. [૧] ”

ભરૂચ અને સુરત જીલ્લાને પીર કાયમદીન બાવાથી એટલો બધો ફાયદો થયો છે કે જેનું વર્ણન કરવું મુસ્કેલ છે. એ પીર સાહેબના પ્રતાપથીજ ત્યાંના વહોરા ભાઇઓના હાથમાં જ્ઞાન આવેલું કહેવાય છે. પરીએજ, ઇખર, વલણ વિગેરે ગામો આ બાબતની સાક્ષી પુર્યા વગર રહેશે નહીં. પીર કાયમદીન બાવા સાહેબની દરગાહ વડોદરા પ્રાંતના પાદરા તાલુકાના એકલબારા ગામે છે. હાલ એ દરગાહનો વહીવટ માંગરોળની ગાદીવાળા પીર મોટામીયાં સાહેબ કરે છે. આ પીર સાહેબનું બીજું નામ “ મતાઉદ્દીન ” છે જે ઈ. સ. ૧૯૦૬માં કડી શહેરનું કાજીપણાનું કામ સોંપતી વખતે રાખવામાં આવેલું છે. એકલબારે બાર મહિને કારતક માસમાં ભારે મેળો ભરાય છે. [૨]

“ રોનકે ફરીદી ” નામના પુસ્તકમાં લખ્યું છે કે બાવા ફરીદ સાહેબ પીર કાયમદીન બાવા સાહેબનાં મોટા દાદા હતા, જેમણે સાતસો વરસ પહેલાં ચિસ્તીયા ગાદી પંજાબમાં પાકપટ્ટન

---

૧ પીર કાયમદીન બાવા સાહેબની ઉપલી હકીકત સાંજ વર્તમાન પત્રમાં પ્રગટ થએલી છે.

૨ જુઓ ભગત હમીદખાંએ છપાવેલ “ રોનકે-ફરીદી ” નામનું પુસ્તક.

શરીફમાં કાયમ કરી હતી. તેમને અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબ તરફથી દિલ્હીવાળા હઝરત ખ્વાજા કુતબુદીન સાહેબની મારફત ન્યામત મળી હતી. તેમના દાદા હઝરત શોએબ સાહેબનાં લગ્ન સુલતાન મેહમુદ ગજનીની બ્હેન સાથે થયાં હતા. બાવા ફરીદ સાહેબના વડીલો અસલમાં બલખ બુખારાના અને કાબુલના બાદશાહ હતા, પણ દુનિયા બે દિવસની છે એમ જાણી તેમણે રાજપાટ મુકી માલીક તરફ ધ્યાન લગાડવા ફકીરી લીધી હતી, ત્યારથી તેમનું કુટુંબ ફકીરાની રસ્તા ઉપર વધારે ભાવ રાખે છે. બાવા ફરીદ સાહેબનું એક લગ્ન દિલ્હીના બાદશાહ સુલતાન શમશુદીન અલતમસના પુત્ર ગ્યાસસુદીનની દીકરી બીબી હજીરા ખાતુન બેગમ સાથે થયું હતું, પણ પોતે ફકીરાની રસ્તો છોડયો નહોતો. તેમના હજારો ખલીફા હતા, તેમાં દિલ્લીવાળા હઝરત નીજામુદીન ઓલિયા તથા કલીયરવાળા અલી એહમદ સાબીર એ બે વધારે મોટા ગણાય છે. આ બે ખલીફાના પણ ઘણા મુરીદ હતા. હઝરત નસીરૂદીન ચિરાગ દેહલવી, તથા મીર ખુસરૂ પણ આજ ખાનદાનના સેવક હતા. હઝરત નસીરૂદીન ચિરાગ દેહલવીના મુખ્ય શિષ્ય હઝરત સૈયદ મોહમદ બંદે-નવાજ ગેસુદરાજ હતા. હઝરત બંદેનવાજ હઝરત નસીરૂદીન ચિરાગ દેહલવીની પાલખી ઉપાડતા હતા, અને ત્રીસ વરસ સુધી પાલખી ઉપાડીને ન્યામત મેળવી હતી. એટલે હઝરત બંદેનવાઝ હઝરત બાવા ફરીદ સાહેબના ખલીફાના મુરીદના મુરીદ હતા. તેમનો રોજો નીજામ હૈદરાબાદના રાજ્યમાં ગુલબર્ગા નામના ગામમાં છે. તેમની ઓલાદના લોકો હાલ અમદાવાદમાં, કડીના કસ્બામાં તથા ત્યાં આસપાસના ગામોમાં છે.

હઝરત બાવા ફરીદ સાહેબ અડતાળીશ વરસ સુધી ખાધા પીધાની કાંઇપિણ પરવા રાખ્યા વગર ખુદાના પ્રેમમાં મસ્ત રહ્યા હતા. પોતે ફરમાવ્યું હતું કે મારી ઓલાદ હવે ભુખે મરશે નહી, કારણ કે મેં અડતાલીશ વરસ સુધી ભુખ વેઠી છે તેથી તેમની ભુખ હું લઇ જાઉ છું. તેમના વખતમાં જ્ઞાનનો પ્રસાર (પ્રચાર) ઘણો થયો હતો, જેમાં પંજાબને વધારે ભાગ મળ્યો હતો. શિખ લોકોના ગુરૂ નાનકને પણ તેમના ખાનદાન તરફથી જ્ઞાન–પ્રસાદ મળ્યો હતો. ગુરૂ નાનક બાવા ફરીદ સાહેબનો દર વરસે ઉરસ કરવા પાકપટ્ટન જતા હતા. ઇસ્લામી ધામોની જાત્રા પણ તેમણે હઝરત બાવા ફરીદ સાહેબના પુસ્તકનો ઉપદેશ લઇ કરી હતી. બાવા ફરીદ સાહેબનો ઉરસ મોહરમની પાંચમી તારીખે થાય છે. [૧]

## આપાજીમા સાહેબ.

આપાજીમા સાહેબનું અસલ નામ જાન બીબી સાહેબ હતું. તેઓ પીર મોટા મીયાં સાહેબના કાકા મહાત્મા પીર શાહ કાયમુદીન ચિસ્તી જેમની દરગાહ વડોદરા પ્રાંતમાં પાદરા તાલુકાના એકલબારા ગામે છે× તેમની દીકરી હોવાથી પીર મોટા મીયાં સાહેબના આપા-

---

૧ જુઓ ભગત હમીદખાંએ છપાવેલું "રોનકે–ફરીદી" નામનું પુસ્તક.

× એકલબારા ગામ ઠાકોરનું છે. હાલ ત્યાં ઠાકોર રામસીંગજી છે. તે મહી નદીને કીનારે આવેલુ છે. વડોદરા પાસે વિશ્વામિત્રી સ્ટેશન આગળ ડભોઇ લાઇન વાળી જંબુસર તરફની નાની ગાડીમાં બેસી પાદરે ઉતરી ત્યાં જવાય છે. પાદરેથી બે ગાઉ થાય છે. ભાડે ગાડીઓ મળે છે. એકલબારાના ઠાકોર તથા તેમના ભાઈ ભાંડુઓ આ ગાદીના સેવક છે.

બહેન થતાં હતાં. હજરત તેમને "આપા" કહી બોલાવતા હોવાથી બીજા લોકો તેમને માનાર્થે આપાજીમા સાહેબ કહીને બોલાવતા હતા. આપાજીમા સાહેબ તથા તેમના માતુશ્રી એ બંને હજરત મોટામીયાં સાહેબ સાથે માંગરોલમાં આવીને રહયાં હતાં. આપાજીમા સાહેબ ઈલમમાં ઘણું ભરપુર હતાં. મોટા મીયાં સાહેબ જ્યારે મુંબાઇ ગયા ત્યારે ઘર આગળ પોતાના એક મુરીદને મુકીને ગયા હતા. પેલા મુરીદને પીર સાહેબે રસ્તો બતાવેલો હોવાથી તેનું અંતર ઉઘડી ગએલું હતું, તેથી પીર મુંબઇમાં જે જે કરતા તે પેલો મુરીદ જાણી શકતો હતો. એક દિવસ તેણે આપાજીમા સાહેબને કહ્યું કે "મા સાહેબ, મોટા મીયાં સાહેબ હાલ મુંબઇમાં શું કરે છે તે હું તમે કહોતો કહી આપું. ત્યારે તેમણે કહ્યું કે ચાલ કહે વારૂ? ત્યારે તેણે કહ્યું કે અમુક મુરીદના ઘરમાં બેસીને મુરીદોને નસીહત—બોધ કરે છે. આપાજીમા સાહેબે ધ્યાન ધરીને જોયું તો તેમને ખરૂં જણાયું. ધ્યાનમાંથી ઉઠીને વિચાર કર્યો કે આવા એક સાધારણ માણસને મોટા મીયાં સાહેબે આટલું બધું આપી દીધું એ ઠીક નથી. એમ કહી તેના સાંભળતાં મોટેથી બોલ્યા કે મોટા મીયાં સાહેબે કઠેકાણે આપ્યું છે! તેમણે આકડા ધંતુરાને સીંચવાનું નથી! એમ કહી પેલા મુરીદના મોઢા આગળ હાથ ફેરવ્યો અને તમામ કરામત લઇ લીધી! પેલો બીચારો તદ્દન ખાલી થઇ ગયો, તેથી આપાજીમા સાહેબના ઘણા કાલાવાલા કરવા લાગ્યો ત્યારે બે મહીના પછી તેને

થોડું ઘણું આપ્યું અને કહ્યું કે જા દીદાર કર્યા કર, તારે વધારેની જરૂર નથી.[૧]

આપાજીમા સાહેબ મોટામીયાં સાહેબના ગુજર્યા પછી થોડા ઘણાં વરસ, જીવ્યાં હતાં. તેમનામાં કરામત ઘણી હોવાથી મુરીદો તેમને ઘણા માનતા અને તેમના કહેવા પ્રમાણે ચાલતા. તેમને ઘણી ન્યામત તેમના પિતા પીર શાહ કાયમુદીન ચિશ્તી× તરફથી મળી હતી.

## પીર બાવામીયાં સાહેબ તથા પીર દાદામીયાં સાહેબ.

આપાજીમા સાહેબના આ દુનિયામાંથી ઉઠયા પછી મોટા

---

૧ આપાજીમા સાહેબની કબર માંગરોલમાં મોટા મીયાં સાહેબવાળા રોજામાં છે. ઉગમણી બાજુએથી પેસ્તાં પહેલાં તેમની માની કબર આવે છે. તેની પછી મોટામીયાં સાહેબની કબર છે, અને તે પછી પશ્ચિમ તરફ આપાજીમા સાહેબની કબર છે. વળી છેલ્લી ચોથી કબર હાલના પીર મોટામીયાં સાહેબના પિતા પીર કાયમદીન બાવા સાહેબની છે, જે બીજી કબરોથી જરા આગળ પડતી છે.

× પીર શાહ કાયમદીન ચિશ્તી એ પીર મોટામીયાં જેમણે માંગરોલમાં ગાદી કાયમ કરી તેમના કાકા થતા હતા. તેમને ગોસનો મરતબો હતો. આ પહેલા કાયમદીન બાવા કહેવાય છે. તેઓ હીજરી સન ૧૧૮૭ માં પડદે થયા હતા.

મીયાં સાહેબના સાસરીઆ* તરફથી હુસેનમીયાં તથા શેખનમીયાં એવા બે સખસોએ અમદાવાદથી માંગરોલ આવી ગાદીનો કારભાર પોતાના હાથમાં લીધો હતો, પણ ખરા હકદાર તો મોટા મીયાં સાહેબના પિત્રાઇ ભત્રીજા પીર બાવા મીયાં સાહેબ તથા પીર દાદા મીયાં સાહેબ હોવાથી તેઓ કારભાર લેવા માંગરોલ આવ્યા. તેમણે માંગરોલ આવી લોકોને કહ્યું કે ખરા વારસ તો અમે છીએ માટે બીજાનો હક પોસાતો નથી. કેટલાક લોકોએ તેમનું કહેવું ખરૂં માન્યું, જ્યારે બીજા કેટલાક તેમની તરફ શંકાની નજરથી જોવા લાગ્યા.

માંગરોલના તે વખતના પટેલ તેમને જેમ તેમ બોલી ગયા તેથી તેમનું મન ઘણુંજ નારાજ થયું જેથી એક મહીનામાં એ પટેલના ઘરનો સામાન ભરૂચમાં વેચાયો અને ઘણું નુકશાન થયું. પીર દાદા મીયાં સાહેબે માંગરોલ પાસે વાઘરી ગામ તરફ જઇને છિલ્લો બાંધી રહેઠાણ જમાવ્યું હતું અને અહીં ખુદા સાથે ધ્યાન લગાડી એવી નજર ફેરવી કે તેમના ઉપર શકની નજરે જોનાર માણસો તારાજ થઇ ગયા. તે પછી સરકારથી હુકમ મળ્યો કે ખરા વારસ હુસેનમીયાં તથા શેખનમીયાં નથી પણ પીર બાવા મીયાં તથા પીર દાદા મીયાં સાહેબ છે. તેમના મોટા ભાઇ બાવા મીયાં સાહેબે કડીથી દાદા મીયાં સાહેબને માંગરોલ આવી દરગાહ માટેનો હક જાહેર કરવા અખત્યાર આપ્યો હતો તેથી તેઓ માંગરોલમાં આવ્યા

---

* મોટા મીયાં સાહેબનું પહેલું લગ્ન અમદાવાદમાં મશાયખોમાં થયું હતું, અને એ બાઇના ગુજરવા પછી બીજું લગ્ન અંકલેશ્વરના મશાયખોમાં થયું હતું.

હતા.[1] પટેલના વર્તનથી તેમનું મન ખાટું થઇ ગયું હતું તેથી તેઓ માંગરોલમાં વધારે નહી રહેતાં આસપાસ મુરીદોમાં ફર્યા કરતા. જીતાલી કાપોદરા તથા કોઢ ગામોમાં વિશેષ રહેતા હતા.[2] ગુજર્યા પણ જીતાલીમાંજ હતા. તેઓ ઘણા પરહેજગાર અને જ્ઞાનવાળા હતા. સ્ત્રીનું મ્હોડું જોતા નહોતા. હમેશાં પોતાના મ્હોડા ઉપર નિકાબ (પડદો) રાખતા હતા. કોઇ સ્ત્રી તેમની સામુ જોઇ શકતી નહોતી. તેમને એક વખત ખોટું બોલી જવાથી તે વખતના પટેલને ઘણું વેઠવું પડયું હતું. પાછળથી પટેલે ઘણી આજીજી કરી પણ પોતે કહ્યું કે હું જોશમાં બોલી ગયો છું તેથી હવે કંઈ વળવાનું નથી. પણ જો તું પસ્તાય છે અને માફી માગે છે તો કહું છું કે તારી ત્રીજી પેઢીએ વેળા વળશે, અને તે પ્રમાણે થયું, વળી તેમની ઓલાદે પીરના કુટુંબની ઘણી સેવા ચાકરી કરી પ્રસન્નતા મેળવી જેથી સુખી થયા.

પીર દાદામીયાં સાહેબ માંગરોલથી સાત ગાઉ જીતાલી ગામમાં આ દુનિયાથી ઉઠયા હતા. ત્યાંથી માંગરોલ લાવીને મોટા મીયાં સાહે-

---

૧ બાવા મીયાં સાહેબ પાછળથી આવીને માંગરોલમાં સજ્જાદા નશીન થયા હતા. તેમને મોટા મીયાં સાહેબ (બીજા) તથા બડા મીયાં સાહેબ એવા બે દીકરા હતા. મોટા મીયાં સાહેબ પાછળથી સજ્જાદાનશીન થયા હતા.

૨ જીતાલી તથા કોઢ ગામ માંગરોલથી સાત ગાઉ ઉપર અંકલેશ્વર ગામની નજીકમાં છે. આ સિવાય તેઓ ઉમરવાડા, દીવા, ખરોડ, ભાદી, પાનોલી. આંકડોદ વિગેરે ગામોએ પણ ફરતા હતા.

બની દરગાહ સામે દફનાવ્યા હતા અને ત્યાં રોજો બંધાવ્યો હતો.[૧] હાલ પણ કોઇ સ્ત્રી તેમની દરગાહમાં જઇ શકતી નથી. તેમનાં લગ્ન તેમનાં સગાંવહાલાંએ જબરજસ્તીથી કડીમાં કરાવ્યાં હતાં, પણ તેમણે પોતાની બીબી સાથે વધુ વખત વહેવાર રાખ્યો નહોતો. તેમના ચમત્કાર અને પડછા એટલા બધા છે કે જો લખવા બેસીએ તો આવું એક પુસ્તક થાય.[૨]

માંગરોલ આવ્યા પછી પીર દાદામીયાં સાહેબનો મુકામ માંગરોલથી છ ગાઉ ઉપર આવેલા નાંદોદ રાજ્યના ગામ કોંઢમાં ઘણો ખરો વખત રહેતો હતો. આ વખતે નાંદોદના રામસીંગજી અને નારસીંગજી એ નામના બે જણ વચ્ચે નાંદોદ (રાજપીપળા) ની ગાદી માટે હરીફાઇ ચાલતી હતી તેથી વડોદરાના મોટા સયાજીરાવ મહારાજે ગાદીનો કારભાર પોતાના હસ્તક લીધો હતો. ગાદીનો કારભાર ઘણા દીવસ નહીં મળવાથી નારસીંહજી ફરતા ફરતા વાલીયા ગામે આવ્યા. ત્યાં તેમને પીર દાદા મીયાં સાહેબની ખબર પડી તેથી કોંઢ મુકામે

---

૧ એ રોજો પાછળથી જીર્ણ થવાથી મરહુમ પીર બડામીયાં સાહેબે ફરી ત્યાં હીજરી સન ૧૩૦૨માં નવો રોજો બંધાવ્યો હતો. એ રોજામાં પીર દાદામીયાં સાહેબ તથા તેમના ભાઈ પીર બાવામીયાં સાહેબ તથા તેમના માતુશ્રી તથા હાલના પીર મોટામીયાં સાહેબના કાકા પીર બાવામીયાં સાહેબ તથા ફરીદમીયાં સાહેબ વિગેરેની કબરો છે. જીતાલી ગામ અંકલેશ્વર તાલુકાનું છે.

૨ થોડા વરસ ઉપર તેમનો રોજો ચણાતો હતો ત્યારે એક ભીલડી નાપાક હાલતમાં ત્યાં મજુરી કરતી હતી તે આંધળી થઈ ગઈ હતી, તે મહા મુશીબતે ચાર કલાક પછી સારી થઇ હતી.

પીરની દુઆ (આશીર્વાદ) લેવા જવાનો તેમણે ઇરાદો કર્યો. તેમને આંખે દેખાતું નહોતું, તોપણ બંદાઓને સાથે લઇને જવા તૈયાર થયા. તેઓ કોઠ ગામે ગયા પણ પીર સાહેબનો મુકામ તે વખતે જીતાલી ગામે હતો તેથી તેઓ ત્યાં ગયા. પીર સાહેબે નારસીંગજીને જોતાંજ કહી દીધું કે કેમ ગાદી માટે આવ્યા છો? ત્યારે તેમણે આશિર્વાદ લેવા માટે હકીકત નિવેદન કરી. પીર સાહેબે ફરમાવ્યું કે જાઓ તમને તો નહી, પણ તમારા દીકરાને ગાદી મળશે. પીરનો આશિર્વાદ ફળીભુત થયો હતો અને તેમના દીકરા વેરીસાલજીને ગાદી મળી હતી.+ આથી એ તરફના લોકોનો માંગરોલની ગાદી ઉપર ઘણો ભાવ વધ્યો હતો. એ રાજ્યમાં વસતા ઘણા લોકો હજું પણ એ ગાદીને માને છે. સાગબારા, કાંટી, રાયસંગપુરા, ટોકરવા, અને વાડીના વસાવાઓ પણ તે વખતથીજ માને છે.

## પીર મોટામીયાં સાહેબ બીજા.

પીર મોટા મીયાં સાહેબ બીજા, પીર બાવા મીયાં સાહેબના વડા સાહેબજાદા હોવાથી ગાદીના સજ્જાદાનશીન થયા તેમનો જન્મ પણ કડી કસ્બામાં થયો હતો. તેમને ખુદા તાલાની ઇબાદતનો ઘણો શોખ હતો અને રાત દીવસ તેઓ ભક્તીનીજ વાતો કર્યા કરતા હતા. તેમનાં લગ્ન વીરમગામવાળા હજરત જનાબ લાલમીયાં સાહેબ (લાલપીર)ની બહેન હજરત અમીરબીબી સાહેબ સાથે થયાં હતાં. આ લગ્ન થયા પછી બંને કુટુંબો વચ્ચે ઘણો ઘાડો સંબંધ બંધાયો. હજરત મોટા મીયાં સાહેબ પાસે મહાત્મા—

---

+ વેરીસાલજીને ઇ૦ સ૦ ૧૮૨૨ માં નાંદોદની ગાદી મળી હતી જે આ પીર સાહેબના આશિર્વાદનું ફળ હતું.

પીર કાયમદીન બાવા સાહેબની બનાવેલી "નુરેરોશન" નામની કીતાબ હતી તે લાલપીરના જોવામાં આવી. આ કિતાબ જ્ઞાનનો એક ભંડાર હોવાથી લાલમીયાં સાહેબને ઘણી પસંદ પડી અને પીર મોટા મીયાં સાહેબ પાસેની અસલ કિતાબ ઉપરથી તેની એક નકલ કરાવી લઇ પોતાની પાસે રાખી તેનું પોતે મનન કરવાં લાગ્યા. પીર કાયમદીન બાવા સાહેબની દરગાહ જે એકલબારા ગામ છે ત્યાં ઘણીવાર જતા અને ત્યાં ઘણા દીવસ રહેતા. તેમની બહેન હજરત અમીર બીબી સાહેબને વખતના વહેવા સાથે બે સાહેબજાદા થયા, જે નાની ઉમરના હતા ને હજરત મોટામીયાં સાહેબ ૫૦ વરસની ઉમરે આ દુનીયાથી ઉઠી ગયા. મોટા સાહેબજાદાનું નામ કાયમદીન બાવા અને નાના સાહેબ જાદાનું નામ બાવા મીયાં હતું. લાલમીયાં સાહેબની બહેન અમીર બીબી સાહેબ આ બંને બાળકોની કેળવણી પાછળ ઘણી કાળજી રાખતાં હતાં. અમીર બીબી સાહેબ હમેશાં ખુદાતાલાની ઇબાદત કર્યા કરતાં, અને એક પણ દીવસ એવો જતો નહોતો કે તેઓ કુરાન શરીફ ન પઢતાં. તેઓ ઘણા સાદા તથા ભકતીવાળાં હતાં અને હમેશાં કડીમાં રહેતાં હતાં. ઘરનું કામ કાજ હમેશાં જાતેજ કરતાં. આટલું છતાં પણ સેવક લોકો તેમનું એટલું બધું માન રાખતા કે તેમનો હુકમ થતો તેજ પ્રમાણે ચાલતા. ખુદ મરહુમ બડામીયાં સાહેબ પણ તેમને પોતાની માને ઠેકાણે ગણતા અને તેમનો સુખન કદી ઉથલાવતા નહી. આ બીબી સાહેબ પણ ઈ૦ સ૦ ૧૯૦૦ માં આ દુનીયાંથી ઉઠી ગયાં છે. તેમની કબર કડીના પીર અનસારીના રોજાની પાછળ મોટા કબરસ્તાનમાં છે. તેમના પતિ પીર મોટામીયાં સાહેબને પણ ત્યાંજ દફનાવવામાં આવ્યા છે.

આ પીર મોટા મીયાં સાહેબ ( બીજા ) હાલના પીર સાહેબના દાદા થતા હતા. પીર મોટામીયાં સાહેબ લાલમીયાં સાહેબ સાથે ઘણી મહોબત રાખતા હતા. તેમની પાસે "નુરેરોશનનું પુસ્તક" એ એક એવી ન્યામત હતી કે ઘણાં સારા સારા લોકો તે જોવા માટે તેમની પાસે આવતા. વીસનગરવાળા કાજી અન્નુમીયાં જે " અનવર" નામથી ઓળખાય છે તેમને પણ એ પુસ્તકની નકલ તેમણે આપી હતી, અને એથીજ કાજી અનવર જ્ઞાન મેળવી અન્વર–કાવ્યનું પુસ્તક બનાવી શકયા હતા. પીર મોટામીયાં સાહેબ ખેરાલુ, વડનગર, વિસનગર વિગેરે તરફના પોતાના મુરીદોમાં જતા ત્યારે કાજી અનવર તેમની પાસે વારંવાર આવતા અને જ્ઞાનની વાતો સાંભળતા. જો અનવર સાહેબનું કાવ્ય વાંચશો તો સાફ જણાઇ આવશે કે તે પીર મોટામીયાં સાહેબે તેમને આપેલ નુરેરોશનનોજ પ્રતાપ છે. પીર મોટામીયાં સાહેબ એવા મહાત્મા હતા કે તેમની ઘણી કરામતો લોકોના જોવામાં આવી છે. મુસામીયાં જે સુરત તથા ખોલવડ તરફ ફરતા હતા તેમની ભુલ એમણે ભાગી હતી; અને ખરો રસ્તો બતાવ્યો હતો.

માંગરોલથી બે ગાઉને છેટે ઉમરગામ કરીને ગામ છે ત્યાંના ઠાકોરના બે દીકરા નામે ગુલાબસીંહજી તથા ગેમલસીંહજી માંગરોલ પીર મોટામીયાં સાહેબ પાસે ઘણી વખત આવતા. મોટા ભાઇ ગુલાબસીંહજીના લગ્ન માંગરોલની નજીક કરા ગામે થયાં હતાં. તેથી તેઓ ઘણી વખતે એ પીર સાહેબની સેવામાં આવતા હતા. પીર સાહેબ ઉપર તેમનું એવું આકીન હતું કે તેમણે પુછ્યા વગર તે કાંઇ પણ કામ કરતા નહીં. તેમની સેવાથી પીર સાહેબ એવા પ્રસન્ન થયા કે એક દીવસ તેમણે ગુલાબસીંહને કહી દીધું કે તને રાજગાદી

મળશે. ગુલાબસીંહજી ઉમર ગામના ઠાકોરના દીકરા હતા, તેથી તેમણે ધાર્યું કે મારે તો ગાદી છેજ, પીર સાહેબ બીજી કઇ ગાદી અપાવવા માગે છે ! તેમને આવો ખ્યાલ મનમાં આવ્યો. પણ તેઓ વધુ કાંઈ બોલ્યા નહી. છેવટે ટુંક મુદતમાં એવું બન્યું કે વાંસદાના રાજ્ય માટે ગાદી વારસની જરૂર પડી એટલે આ ગુલાબસીંહજી ઉપર પસંદગી ઉતરી અને તેઓ પીર સાહેબના ફરમાવ્યા પ્રમાણે વાંસદા રાજ્યની ગાદી ઉપર ગયા. પીર સાહેબની તેમણે જે સેવા કરી હતી તેથી પીર સાહેબે પ્રસન્ન થઇ તેમને આશીર્વાદ આપ્યો હતો અને એ આશીર્વાદ ખરો પડયો.* આ ગુલાબસીંહજી મહારાજ હાલના વાંસદાના મહારાવલશ્રી ઈંદ્રસીંહજીના પિતા પ્રતાપસીંહના પિતા હતા, અને વાંસદાની ગાદી તેમને પીર સાહેબના આશીર્વાદથી મળી હતી. ગુલાબસીંહજી મહારાજની રાણી માંગરોલ પાસેના કરા ગામના ઠાકોર વકતુ બાવાની બહેન હતાં. વકતુબાવાના ભાઇ ગુમાનસીંહજી જે ગુલાબસીંહજી મહારાજના સાળા થતા હતા તે આ પીર સાહેબને ઘણા માનતા હતા, અને તેમના કહેવાથીજ તેઓ વાંસદે ગુલાબસીંહજી સાથે ગયા હતા. ગુલાબસીંહજીના ભાઇ ગૅમલસીંહજી જે ઉમર ગામના ઠાકોર હતા તે પણ આ પીરની ગાદીને ઘણાં માનતા. તેમને છત્રસીંહજી કરીને એક કુંવર છે જે હાલ ઉમર ગામના ઠાકોર છે. એ પણ આ પીરની ગાદીને ઘણા માને છે. તેમની એક બહેન છોટાઉદેપુરના મહારાવલશ્રી ફતેહસીંહજી સાહેબના પિત્રાઇ ભાઇ રાયસીંહજી સાહેબ સાથે પરણાવ્યાં

---

* વાંસદાની ગાદી આ પીર સાહેબના આશિર્વાદથી ગુલાબસીંગજીને મળી હતી.

છે. આ તમામ લોકો હજુ પણ આ પીર સાહેબની ગાદીને માને છે. ગુલાબસીંહજી મહારાજના સાળા કરાવાળા ઠાકોર વકતુ બાવાના દીકરા નાગજી બાવાનું લગ્ન સાવા પારડીવાળા ઠાકોર ઉમેદ જેવ પટેલની દીકરી સાથે થએલાં છે. આ લોકો પણ આ ગાદીને ઘણા માને છે. મહારાજ ગુલાબસીંહજીને ઇ. સ. ૧૮૬૩ માં એક કુંવર પેદા થયા હતા જે પાછળથી ઈ. સ. ૧૮૭૬માં પ્રતાપસીંહજીના નામથી વાંસદાની ગાદી ઉપર આવ્યા હતા.

## પીર બડામીયાં સાહેબ.

પીર બડામીયાં સાહેબ બીજા પીર મોટામીયાં સાહેબના નાના ભાઇ થતા હતા. તેમના મોટા ભાઇ ગુજરવાથી તેઓ ઘણો ખરો વખત માંગરોલમાંજ રહેતા હતા કારણ કે પોતાના ભાઈ મોટામીયાં સાહેબના બે દીકરા કાયમદીન બાવા તથા બાવામીયાં[૧] નાની ઉમરના હોવાથી તેમની દેખરેખ બડામીયાં સાહેબને રાખવી પડતી હતી. જ્યારે બંને ઉમર લાયક થયા ત્યારે તેમનો ભાગ તેમને આપી પોતે અલગ રહેવા લાગ્યા અને વખત મળવાથી તેઓ બધે ફરી મુરીદોને જ્ઞાન આપવા લાગ્યા. છોટા ઉદેપુર જીલ્લો તથા રેવાકાંઠા વિગેરેમાં તેમણે ઘણા મુરીદ કર્યા હતા. પરહેજગારી ઘણીજ રાખતા હોવાથી તેમનું નામ ઘણું પ્રખ્યાત થઇ ગયું હતુ. તેમનો મામલો ફકીરાની હતો. હજારો લોકોને તેમનાથી ફાયદો પહોંચતો હતો. તે પોતાના વજીફા (નિત્યપાઠ) માં એવા તો મજબુત હતા કે સાઠ વરસથી તે

---

૧ આ કાયમદીન બાવા હાલના પીર મોટામીયાં સાહેબના પિતા થતા હતા અને બાવા મીયાં સાહેબ હુસેનમીયાં સાહેબના પિતા થતા હતા.

કદી ખંડન થયો નહોતો. [૧] હજારો પીરો—મહાત્માઓના નામ તેમના મ્હોડે હતાં અને તે હમેશાં વજીફા પછી પોતે પઢતા હતા. તેમનો ચહેરો એવો નુરાની હતો અને તેમની વાણી એવી સરસ હતી કે કોઇ તેમની પાસેથી ખસતા નહોતા. તેઓ એક ખરા મહાત્મા અને વલી શખસ હતા. તેઓ હાલના પીર મોટામીયાં સાહેબના પિતાના કાકા થતા હતા. × મોટામીયાં સાહેબ ઉપર તેમની સારી મહોબત હતી અને તેમને બુજુર્ગોનાં રસ્તા ઉપર કાયમ જોઈ પોતે ઘણા ખુશી થતા હતા. તેમને ઓલાદ થઈ હતી પણ તે સઘળી તેમની આગળજ ઉઠી ગઈ હતી. * તેઓ હમેશાં સવારના પરોઢીએ ઉઠી સ્નાન

---

૧ માંગરોલ તાલુકા, અંકલેશ્વર તાલુકા, માંડવી તાલુકા, ઓલપાડ તાલુકા, કામરેજ તાલુકા અને ચોરાસી તાલુકાના ગામોને આ પીરથી ખાસ ફાયદો પહોંચેલો છે.

× હાલના મોટામીયાં સાહેબના પિતા પીર કાયમદીન બાવા તથા તેમના કાકા પીર બાવામીયાં સાહેબ એ બંને પીર બડામીયાં સાહેબના પહેલાં ગુજરી ગયા હતા. બાવામીયાં સાહેબ ઈ. સ. ૧૯૦૧માં અને પીર કાયમદીનબાવા સાહેબ ઈ. સ. ૧૯૦૬ માં ગુજરી ગયા હતા. પીર કાયમદીન બાવાના ગુજરવા પછી હાલના મોટામીયાં સાહેબ સજ્જાદા નસીન થયા હતા.

* બડામીયાં સાહેબનું બીજું લગ્ન વીરમગામવાળા પીરજાદા નથુમીયાં સાહેબ તથા સીરાજમીયાં સાહેબ તથા ફરજુલ્લા મીયાં સાહેબના કુટુંબનાં ઉમરાવ બીબી સાહેબ સાથે થયું હતું. આ બીબી સાહેબની ખાલા—માસીનું લગ્ન અમદાવાદના શાહપુરવાળા પીર મેહમુદમીયાં સાહેબ સાથે થયું હતું જે ફરીદમીયાં સાહેબના દાદા થતા હતા.

કરી પઢવા બેસતા હતા. ખાવામાં પણ તેઓ ઘણી પરહેજગારી રાખતા હતા. ઘણો વખત ભાજી અને રોટલો ખાઇને રહેતા. લાલ મરચી તેમણે પંચાવન વરસ સુધી ખાધી નહોતી. માત્ર જરૂર પડતી તો કાળાં મરીનો ઉપયોગ કરતા. એકે દહાડો સ્નાન ચુકયા નહોતા. તેઓ તા. ૨૪–૨–૧૯૧૫ ના રોજ માંગરોલમાં આ દુનિયાંથી ઉઠી ગયા હતા. + તેમને ઓલાદ નહીં હોવાથી તેમની મીલ્કત હાલના પીર મોટા મીયાં સાહેબને તેમની જ્યારતના દીવસે બધા લોકોની રૂબરૂ સોંપવામાં આવી હતી. પીર મોટામીયાં સાહેબે મીલ્કતનો હવાલો લઇ બધાને બક્ષીસો આપી તેમનું નામ દીપાવ્યું હતું જ્યારતના દિવસે લગભગ હજાર રૂપીયા લોકોમાં તેમણે વહેચ્યા હતા. આગેવાન ગૃહસ્થોને પાઘડીઓ બંધાવી હતી.

## પીર કાયમદીન બાવા બીજા.

પીર કાયમદીન બાવા સાહેબ બીજા પીર મોટા મીયાં સાહેબના વડા દીકરા થતા હતા. પિતા ગુજરી જવાથી તેમનું તથા તેમના નાનાભાઈ બાવામીયાં સાહેબની 'કેળવણીનું' કામ તેમના કાકા પીર બડામીયાં સાહેબ ઉપર આવી પડયું હતું. પીર બડામીયાં સાહેબે તેમને જોઇતી કેળવણી મળે તેવો બંદોબસ્ત કર્યો હતો.

આ પીર કાયમદીન બાવાનું પહેલું લગ્ન હાલના ગાદીવાળા પીર મોટા મીયાં સાહેબની માતુશ્રી સાથે કડીમાં થયું હતું અને બીજું લગ્ન કડીના મરહુમ બુજુર્ગ પીર બાપુમીયાં સાહેબની દીકરી

---

+ હીજરી સન ૧૩૩૩ ના રબીઉલ આખર એટલે અગીયારમીના મહીનાની ૯ તારીખને બુધવારને રોજ સવારના મોટા પરોઢીએ બોલતાં બોલતાં ઉઠી ગયા હતા.

સાથે એટલે મીયાં બાવા સાહેબ, [૧] હીશામુદીન મીયાં સાહેબ તથા પીરબાવા સાહેબની બહેન જોડે કડીમાં થયું હતું. પીર કાયમદીન બાવા સાહેબ ઇ. સ. ૧૯૦૬ માં પર વરસની ઉમરે આ દુનીયાંથી ઉઠી ગયા હતા. તેમના સ્વર્ગવાસ વિશે નોંધ લેતાં મુંબઇના પ્રખ્યાત પેપર "અખબારે ઇસ્લામે" લખ્યુ હતું કેઃ—

"માંગરોલની પીરની ગાદીવાળા પીરજાદા મોટામીયાં સાહેબના પિતા પીર કાયમુદીન મીયાં સાહેબ તા૦ ૨૭–૧૦–૧૯૦૬ ને ગુરૂવારના રોજ ખુદાતાલાની રહેમતે પહોંચ્યા છે. મરહુમ પીર સાહેબ ઘણા ભોળા, મળતાવડા, અને સખી સ્વભાવના હતા, અને જીલ્લાના લોકોને તેમની ઉપર ઘણોજ પ્રેમ હતો. તેમને વેદાંત (સુલુક)નું ઉમદા જ્ઞાન હતું, અને કુદરતી ઇશ્વિરી જ્ઞાનની તેમના ઉપર એટલી બધી અસર હતી કે તેમનો સ્વભાવ હમેશાં ઘણોજ નમ્ર અને ભકતી ભાવવાળો રહેતો હતો. તેઓ મોટા સાથે મોટા અને નાના સાથે નાના થઇને રહેતા હતા. ભજન કીરતન અને હકકાની કસીદાઓનો તેમને ઘણો શોખ હતો. તેઓ પોતાના વડીલની એકલબારાવાળી દર-

---

૧ આ મીયાંબાવા સાહેબ કડીના શહેર કાજી હતા, તેમનુ બીજું નામ ઇલ્મુદીન મીયાં હતું. તે પાલણપુર જીલ્લા તરફ વધારે ફરતા હતા. તેમના પછી કડીના શહેર કાજીનો હોદો હાલના પીર મોટા મીયાં સાહેબ ભોગવે છે. ઇલ્મુદીન મીયાં સાહેબને પાલણપુરના નવાબ સાહેબના પીર મરહુમ પીર અલી કશમીરીએ ન્યામત આપી હતી. આ કશમીરી પીરનો રોજો પાલણપુરમાં છે અને દર વરસે ત્યાં રાજ તરફથી મેળો ભરાય છે.

ગાહ ઉપર જવાનો વિચાર કરીને ઘેરથી નીકળ્યા હતા તે દરમ્યાન રસ્તામાં સંધ્યાકાળ વખતે બોલતાં બોલતાં તેમણે દેહ છોડી હતી. [૧]

પછી તેજ વખતે તેમને તેમના મુરીદો ઘર આગળ લાવ્યા હતા અને ભાઈ ભત્રીજાઓની રૂબરૂ માંગરોલની મોટી દરગાહમાં દફન કરવામાં આવ્યા હતા. [૨] મરહુમ પોતાની પાછળ એક જુવાન સાહેબજાદા તથા બહોળું કુટુંબ મુકી ગયા છે. ખુદા તેમના આત્માને શાંતી આપો? તેમની ઉમર પર વરસની હતી. [૩]"

એકલબારાવાળા પીર કાયમદીન બાવાનું બનાવેલું "નુરે રોશન" નું પુસ્તક તેમને મહોડે હતું, તથા તેમને ઘણા મહાત્માઓના કલામ યાદ હતા. તેમનો ચહેરો અમીરાની હતો અને તેઓ મહોડેથી જે કહેતા તે થઇ જતું હતું. તેમના તાવીજ એવાં ચમત્કારી બનતાં કે તે કદી પણ પોતાની સારી અસર બતાવ્યા વગર રહેતાં નહી. તેઓ રાતમાં ઘણુંજ થોડું ઉંઘતા અને હમેશાં સવારે ચાર વાગે ઉઠીને નાહી ધોઇ કીતાબ પઢતા. તેઓ એવા સખી અને ભોળા હતા

---

૧ તે દીવસે માંગરોલથી સવારે આઠ નવ વાગે ઘોડા ઉપર બેસીને ચાર પાંચ માણસો સાથે બપોરના પાનોલી સ્ટેશન પાસે ધામડોદ ગામમાં માંગરોલથી આઠ ગાઉ આવ્યા હતા અને ત્યાં કાસમ કોયાંના ઘર આગળ થોભ્યા હતા, અને મગરેબ વખત ઉઠી ગયા હતા.

૨ તેઓ હીજરી સન ૧૩૨૪ ના શાબાન (સુબરાત) ના મહીનાની ૮ મી તારીખ ને જુમેરાતના રોજ ગુજરી ગયા હતા. તે દીવસે અંગ્રેજી તારીખ ૨૮-૯-૧૯૦૬ હતી.

૩ ને વખનના "અખબારે ઇસ્લામ"માં આ હકીકત છે.

કે ખુદ પીર બડા મીયાં સાહેબ બીજનો ચાંદ (ચાંદરાત) જોઇને તેમનું મહોડું જોતા. તેમનાથી હજારો લોકોને લાભ થતો હતો. ગરીબ ગરબાઓને તે હમેશાં દીલથી યાદ કરતા હતા. કહે છે કે તેમણે કદી પણ એકલા બેસીને ખાધું નથી. હમેશાં બીજા લોકોને સાથે બોલાવીનેજ તે જમતા હતા. વીરમગામવાળા બાવામીયાં નથુમીયાં સાહેબ બજાણાવાળા તેમના સગા માસીના દીકરા થતા હતા.

## બાવામીયાં સાહેબ.[1]

હજરત બાવામીયાં સાહેબ એ પીર મોટા મીયાં સાહેબ બીજાના નાના દીકરા હતા, એટલે કાયમુદીન બાવા સાહેબ બીજાના નાના ભાઈ હોવાથી હાલના પીર મોટામીયાં સાહેબના કાકા થતા હતા. તેમનું પહેલું લગ્ન વીરમગામવાળા હજરત લાલપીર સાહેબની સાહેબજાદી સુબ્હાન બીબી સાથે થયું હતું, અને પાછળથી બીજું લગ્ન પણ વીરમગામવાળા હજરત બાવામીયાં સાહેબના કુટુંબના હજરત નથુમીયાં સાહેબની સાહેબજાદી નનીબીબી સાહેબ સાથે થયું હતું. પ્રથમની બાઇને એક દીકરી હતી જેનાં લગ્ન હાલના પીર મોટા મીયાં સાહેબ સાથે ઈ. સ. ૧૮૯૯માં થયાં હતાં. એ બાઇથી હાલના પીર મોટા મીયાંને એક મીયાં નીજામુદીન કરીને સાહેબજાદા છે, જેમનો જન્મ ઈ. સ. ૧૯૦૫માં થયો હતો.[૧]

નથુમીયાં સાહેબની દીકરીને કાંઈ ઓલાદ થઇ નહોતી. તેઓ ટુંક મુદતમાંજ ગુજરી ગયાં હતા.

---

૧ આ નીજામુદીનમીયાં લાલપીરની દીકરીની દીકરીના દીકરા થાય છે, એટલે લાલપીરની નવાસીના દીકરા થાય છે.

હજરત બાવામીયાં સાહેબનું ત્રીજું લગ્ન અમદાવાદમાં સૈયદ મુમતાજઅલી સાહેબની સાહેબજાદી સાથે થયું હતું, જે હાલના હજરત હુસેનમીયાં સાહેબની મા થતાં હતાં. બાવામીયાં સાહેબને સુલુકનું ઘણું સારૂં જ્ઞાન હતું. તેઓ માંડવી તાલુકાના બોદાણુ, તડકેશ્વર, તથા મુંજરાવ ગામે વધુ રહેતા હતા. તેઓ એવા સાદા સ્વભાવના અને ફકીરી રસ્તાવાલા હતા કે ઘણે ભાગે લુગડાં પણ ખાદીના પહેરતા. તેમની રહેણી કરણી એવી સાદી હતી કે સાધુઓ પણ તેમને માનતા. તેઓ ઇ. સ. ૧૯૦૧ માં ૪૫ વરસની ઉમરે ગુજરી ગયા છે. તેમની પાછળ એક સાહેબજાદા હુસેનમીયાં સાહેબ હાલ હયાત છે.

## ઉરસનો દીવસ.

માંગરોલમાં પીર મોટામીયાં સાહેબના ઉરસ તેમની વફાતના દિવસે થાય છે એવું કાંઇ નથી. મુંબાઇમાં માહીમનો ઉરસ જેમ સવડ પ્રમાણે હિંદુ તીથીની ગણતરીએ થાય છે તેમ આ પણ પોસ સુદ બીજ ને રોજ થાય છે. આમ કરવાનું કારણ ફકત એટલુંજ માલમ પડે કે એ વખતમાં ખેડુતો અને બીજા લોકોને ફુરસદ હોય છે તેથી તેમને તેમાં ભાગ લેવાને ઠીક પડે છે. લોકોની સગવડને માટે એવો દિવસ નકકી કરવામાં આવે છે તો લોકો વાકેફગાર થાય છે અને તેમાં સામીલ થાય છે. હજનો દિવસ, જુમ્માના ખુતબાનો દિવસ, ઇદ ખુતબાનો દિવસ, રમજાનના રોજા રાખવાનો મહિનો, તથા રજબ, ઝીલહજ રબીઉલ અવલ, એ પ્રમાણે બાર મહીના, તથા અઠવાડીઆના સાત દહાડા, નમાજનો વખત પણ નકકી કરવામાં આવ્યો છે. હજ ઝીલહજ મહીનામાંજ થાય. ફરજ ખુતબો જુમ્માના દિવસેજ પઢાય, ફરજ રોઝા રમઝાન મહિનામાંજ રખાય, કુરબાની બકરી ઇદના મહી-

નામાં અમુક દિવસેજ અપાય એવા એવા વખત બંધાએલા છે. અને તે માણસની જાણ માટે પહેલાંથી તૈયાર થઇ રહેવા માટે નક્કી કરવામાં આવ્યા છે. વળી અકીકો કરવાનો હોય છે, તોપણ દહાડો નક્કી કરવામાં આવે છે, મોટા પાયા ઉપર વાએજ પઢાવવું હોય છે કે મોલુદ શરીફ કરવી હોય છે તો પણ દહાડો નક્કી કરી લોકોને ખબર આપવામાં આવે છે. નીકાનું પણ તેમજ છે. વળી ફલાણા આલીમ કે હાજી ફલાણે ગામથી આવવાનાં છે અગર જવાનાં છે તેમને મલવા જવાનો વખત નક્કી કરવામાં આવે છે અને લોકો તે પ્રમાણે જાય છે. વાએજ, મોલુદ શરીફ, અને શાદીના તો દાવત પણ દહાડો નક્કી કરી કાગળ લખીને પહેલાંથી મોકલવામાં આવે છે. વળી કોઈ પણ મોલવી હાફેજ કે આલીમ ગુજરી જાય છે તો તેના જનાજાનો વખત નક્કી કરી તેમાં સામીલ થવા લોકોને ખબર આપવામાં આવે છે અને તે પ્રમાણે તેઓ દુરદુરથી તેમાં સામીલ થવા આવે છે. લોકોના ઘેર શાદી હોય છે તો પણ દહાડો નક્કી કરવામા આવે છે. ઉરસનો દહાડો પણ એજ હેતુથી નક્કી થાય છે, નહી તો ફાતેહા તો ગમે તે દિવસે થઈ શકે છે. અમુક દિવસે એક ઠેકાણે ઘણા લોકો ભેગા થવાથી શું ફાયદો થાય છે તે સુધારાના હીમાયતી આપણને વારંવાર બતાવે છે, એટલે વીવેચન કરવાની જરૂર નથી. બધા માણસો સાથે મળી ફાતેહા પડે અને દોઆ માગે તો જરૂર કાંઇ ફાયદો થાય એ ઉઘાડું છે. વળી કોન્ફરન્સ અથવા એવી બીજી સમાજોના સંમેલનથી જે ફાયદા થાય છે તે પણ આમા સમાએલા છે એ દેખીતું છે.

# "સાંજ વર્તમાન" શું કહે છે.
# માંગરોલમાં પીરનો ઉરસ.

પીર સાહેબનો ઓરસ દર વરસે પોસ સુદ બીજે ભરાય છે. તેની હકીકત મુંબઈના જાણીતા "સાંજ વર્તમાન" પેપરના તા૦ ૫-૧-૧૪ ના અંકમાં પ્રસીદ્ધ થએલી છે, તે ઉપયોગી હોવાથી આ સ્થળે ટાંકી લેવામાં આવે છે.

"સુરત અને ભરૂચ વચ્ચે આવેલ કોસંબા-ઝંખવાવ રેલ્વેના માંગરોલ ગામે પીર મોટાંમીયાં સાહેબનો ઓરસ હાલમાં ભરાયો છે. તેમાં દુર દુરથી સરમામાનની દુકાનો તથા લોકો આવેલ છે. દુકાનો ગયા ડીસેમ્બર મહીનાની ૨૦ મી તારીખથી આવવા લાગી છે, અને માલ આવતો જાય છે. આ ઓરસ લગભગ સવા મહીના સુધી રહે છે. અને લોકો ત્યાં આખા વરસની ખરીદી કરે છે, જેથી દુકાનદારોને ઘણી વકરી થાય છે. આ ઓરસ માટે પોસ સુદ બીજ મુકરર કરવામાં આવી છે. એ વખત લોકોને નવરાસનો હોય છે, એટલે તેમને ઓરસમાં આવવા સારી જોગવાઇ મળે છે. જુદા જુદા ગામના લોકો ત્યાં માંડવા નાંખે છે. અને પોતાના મળતીયાઓને બોલાવી તેમની મહેમાનદારી કરે છે. ખાવા પીવાની હોટલો પણ ઘણી આવે છે જેથી અજાણ્યા માણસને ત્યાં કાંઈ તકલીફ પડતી નથી. આ ઓરસમાં રફાઈ તથા ધમાલ ખેલવા દુરદુરથી જુદા જુદા વર્ગના ફકીરો આવે છે, જેમને ગાદીવાળા પીર સાહેબ તરફથી અગીઆર મણ ખીચડી તથા રૂપીઆ ઘીના મળે છે, અને એ લોકો ઉરસની રાતે દરગાહ આગળ રફાઈ ખેલે છે. ગાદીવાળા પીર સાહેબ આ વખતે ત્યાં બેસે છે, અને બીજા ખલીફાઓ પણ ત્યાં હાજર

રહે છે. રિફાઈ રાતના બે ત્રણ કલાક થાય છે. ઓરસના આગલા દહાડે સંદલ નીકળે છે. સંદલને દીવસે બધા લોકો પીર સાહેબના ઘર આગળ ભેગા થાય છે, અને ત્યાં દરગાહના ગલેફ, સુખડ, મલીદો, બતાસાં, ફુલની ચાદરો, લોબાન વીગેરેથી તાસકો–થાળ શણગારે છે. ઓલપાડ ગામના લોકો એકસોને તેર વરસથી આ સંદલના મેળાવડા વખતે આવે છે, અને મોટી ધામધુમથી સંદલની સવારી પીર સાહેબના મકાનેથી દરગાહ તરફ જવા રવાના થાય છે.* સવારી ઘણી ધામધુમથી નીકળતી હોવાથી ગામના લોકો રસ્તો સાફ રાખે છે તથા પોલીસ સારો બંદોબસ્ત રાખે છે. આ સવારીમાં મોટા મોટા શેઠીઆઓ પીર સાહેબનું સંદલ ઉપાડીને ચાલે છે. રસ્તામાં કસીદા બોલતા તથા મોલુદ પડતા થોડા લોકો આગળ ચાલે છે. આખે રસ્તે લોબાન બળતું જાય છે, અને ડગલે ડગલે ડફવાળાઓ તથા વસવાયા લોકોને પૈસા વહેંચાતા જાય છે. અહીં રીવાજ છે કે પીર સાહેબ સંદલની સવારીમાં નીકળે છે ત્યારે ડફવાળા ડફ વગાડે છે, હજામો પંખા નાંખે છે, અને બીજા વસવાયાઓ પોત પોતાનું કામ કરતા સંદલની સાથે ચાલે છે. બે ડગલાં ચાલીને ઉભા રહે છે, અને ઉભા રહયા એટલે બધા વસવાયાઓને પૈસા વહેંચવા પડે છે. એટલે પીર સાહેબના ઘર આગળથી દરગાહ સુધી જતાં ગરીબ ગરબાઓને ઘણી ખેરાત કરવામાં આવે છે. આ રીવાજ પહેલાંથી જારી છે. આવી રીતે ધામધુમથી સંદલ દરગાહમાં આવે છે, અને પછી પીર સાહેબની કબર ઉપર ચઢે છે.

સંદલ પછી ભરગચ્છીના કીંમતી ગલેફ ચઢે છે અને પછી ફુલની

---

* હાલને એ મુદતને સવાસો વરસ થયાં છે.

ચાદરો ચઢે છે. તે પછી સંદલનો કસીદો તથા શીજરો પઢવામાં આવે છે અને છેલ્લે પીર સાહેબ ફાતેહા પઢી દોઆ માગે છે. આ વખતે હજારો માણસો હાથ ઉંચા કરી ફાતેહા પઢે છે જે દેખાવ ઘણો અસર કરનારો થઇ પડે છે. પહેલાં પીર મોટા મીયાં સાહેબ વાળી મોટી દરગાહમાં સંદલ ચઢે છે. આ ક્રીયા થઇ રહ્યા પછી પ્રસાદ વહેંચવામાં આવે છે જે લેવાને માટે ભાવીક લોકો મરી મટે છે. સંદલની સવારી ચાર વાગે સાંજના નીકળે છે અને સાત વાગે ખલાસ થાય છે. રાતના તે દીવસે લોકોની સવડ માટે બધે રોશની કરવામાં આવે છે અને રસ્તામાં કીટસન બતીઓ લગાડવામાં આવે છે. રાતના ખાણા પછી મોલુદ પઢનારા, કસીદા પઢનારા, તથા કલામ કહે-નારા ભેગા થાય છે અને આખી રાત દરગાહમાં તથા પીર સાહેબના ઘર આગળ ખુદાનાલાની તારીફ કરે છે. સંદલના બીજે દીવસે ઓરસ થાય છે. તે દીવસે પીર સાહેબ તરફથી તમામ મુરીદોને તથા ગામમાં આવેલાં મેમાનોને એક મોટા પાયા ઉપર ખાણું આપવામા આવે છે. હીંદુઓને સીધાં અપાય છે. મુંબાઇ, સુરત જીલ્લો, ભરૂચ જીલ્લો, ખેડા જીલ્લો, અમદાવાદ જીલ્લો, રેવાકાંઠા, મહીકાંઠા, નવ-સારી પ્રાંત; વડોદરા પ્રાંત, કડી પ્રાંત, રાજપીપળાના રાજ્યના તાલુકાઓ વીગેરે ઠેકાણેથી એ ગાદીના મુરીદ લોકો આવે છે અને દર વરસે એ ઓરસમાં ઉલટ ભર્યો ભાગ લે છે. આ પીર સાહેબના મુરીદોમાં ઘણા ઠાકોરો તથા તાલુકદારો છે અને તે પણ પોતાના રસાલા સાથે મોટા ઠાઠથી આવે છે. તમામ મુરીદોની સંખ્યા એક લાખ જેટલી ગણાય છે. ગાદીની હાલત આબાદ છે, અને દરગાહની તમામ જાગીર પીર સાહેબના કબજામાં છે. ઓરસના ટાંકણે લોકો પીર

સાહેબ તરફ ઘણી ભેટો મોકલે છે. માંગરોલમાં હાલ ચાર દરગાહો પાકી બાંધેલી છે. તે તમામના ચારે તરફના દરવાજા જરમન સીલવરના બનાવેલા છે અને અંદર કબરોને ફરતા કઠેરા પણ જરમન સીલવરના છે. દરગાહના કમ્પાઉન્ડમાં જવાનો મોટો દરવાજો પાકો છે અને તેના મોટા મોટા કમાડ પીતળના મજબુત પતરાથી મઢેલા છે. હજુ આ દરગાહમાં કામ ચાલે છે, અને થોડા વખત પછી એવી તો જોવા લાયક થશે કે લોકો દુરદુરથી ત્યાં આવશે. આ દરગાહોમાંની ત્રણ તો પીર બડામીયાં સાહેબે બનાવેલી છે. [1]

પીર મોટામીયાં સાહેબે આ વખતે ઓરસનો બંદોબસ્ત ઘણો સારો કર્યો હતો. તેમણે બી. એ. સુધી કેળવણી લીધી છે, એટલે હાલના જમાનામાં તેઓ ઘણા પોસાય છે અને લોકોનો ભાવ તેમના તરફ ઘણો છે. તેમને મુસલમાની ધર્મનું સારૂ જ્ઞાન હોવાથી તેઓને કડીના શહેર કાજી પણ નીમ્યા છે. શ્રીમંત ગાયકવાડ સયાજીરાવ મહારાજ છેલ્લા કડી પધાર્યા ત્યારે તેમને પોતાની મુલાકાતનો લાભ આપ્યો હતો. [2] અને તેમની વાતચીતથી ઘણો સંતોષ મેળવ્યો હતો. પીર મોટામીયાં હાલ પોતાના મુરીદોની કેળવણી માટે ઘણી કોશીશ કરે છે અને હમેશાં બોધ કરી તેમને સુધારાના માર્ગ ઉપર લાવે છે. તેમને અરબી, ફારસી, ઉરદુ, હીંદી, અંગ્રેજી, ગુજરાતી વીગેરે

---

૧ પીર બડા મીયાં સાહેબ તા૦ ૨૪–૨–૧૯૧૫ ના રોજ આ દુનિયાંથી ઉઠી ગયા છે અને તેમની જગાએ પીર મોટા મીયાં સાહેબ આવ્યા છે.

૨ વળી મહારાજ ઇ. સ. ૧૯૧૪ માં કોસંબા ઝંખવાવ રેલ્વે જોવા પધાર્યા ત્યારે પણ મુલાકાત લીધી હતી.

ભાષાઓનું જ્ઞાન હોવાથી લોકો ઉપર તેમની સારી છાપ પડે છે અને લોકો તેમનું કહેવું માને છે. તેમની દેખરેખ અને નજર નીચે માંગરોલનો ઓરસ ભરાયો છે અને હજુ જારી રહી આખા જાનેવારી મહીના સુધી ચાલશે. આટલી લાંબી મુદત સુધી કોઈપણ ઓરસ આખા હીંદુસ્તાનમાં ભરાતો નહી હશે. ❋ "

## માંગરોલ ગામ.

આ માંગરોલ "પીર મોટા મીયાંની માંગરોલ" એ નામથી પ્રખ્યાત છે. એ નવસારી પ્રાંતમાં કીમ નદી ઉપર આવેલું છે અને કોસંબા ઝંખવાવ રેલ્વેનું એક સ્ટેશન છે. ત્યાં જવા બી. બી. એન્ડ સી. આઇ. ( મુંબાઇવાળી મોટી ) રેલ્વે લાઇનના ભરૂચ અને સુરત વચ્ચે આવેલા કોસંબા સ્ટેશન ગાડી બદલી નાની રેલ્વેમાં બેસવું પડે છે. કોસંબાથી ત્રીજું સ્ટેશન માંગરોલ છે. મુંબાઇ તથા અમદાવાદથી જે લોકલ ગાડી રાત્રે દશ વાગે ઉપડે છે તે કોસંબે સવારે પહોંચે છે, અને માંગરોલની ગાડીને લાગુ પડે છે. હાલ કોસંબેથી માંગરોલ તરફ એકજ ગાડી જાય છે. એટલે ત્યાં જનારને તે ગાડીઓજ અનુકુળ પડે છે. એ ગાડીઓ પાસીંજર હોય છે અને દરેક નાના સ્ટેશને પણ ઉભી રહે છે. અમદાવાદથી થર્ડ કલાસનું ભાડુ રૂા. ૨–૧૩–૦, વડોદરેથી રૂા. ૧–૬–૦, કડીથી રૂા. ૨–૧૫–૦, વીરમગામથી રૂા. ૩–૦-૦, ભરૂચથી રૂા. ૦–૧૧–૦ સુરતથી રૂા. ૦–૧૧–૦ નવસારીથી રૂા. ૧–૦–૦ અને મુંબાઇથી રૂા. ૩–૭–૦ થાય છે. માંગરોલની સલંગ ટીકીટ ન

❋ આ હકીકત તા૦ ૫-૧–૧૪ ના "સાંજ વર્તમાન"માં છપાઇ હતી. તપાસ કરતાં જણાય છે કે આખી દુનીયામાં આટલી લાંબી મુદત સુધી કોઈ ઓરસ ભરાતો નથી. હાલ પીર સાહેબના મુરીદોની સંખ્યા બે લાખ જેટલી છે.

મળી શકે તો કોસંબાની ટીકીટ માંગવી. કોસંબેથી માંગરોલના રૂા. ૦–૬–૦ થાય છે. માંગરોલ જનારને કોસંબા સ્ટેશને, ઘણો સારો વખત ચા પાણી વીગેરે માટે મળે છે. માંગરોલ ગામથી સ્ટેશન આશરે એક માઇલ છે. જવા આવવા માટે પાકી સડક છે. ત્યાં ભાડાની બળદ ગાડીઓ તથા મજુરો મળી શકે છે, પણ કદાચ ગામના પટેલને લખ્યું હોય તો તે વધારે સુગમ પડે છે. ગામના પટેલ હાલ મી. ગુલામમોહંમદ સાલેજી છે. કદાચ તેમને ખબર આપવામાં આવે તો તેઓ સ્ટેશન ઉપર ભાડેથી ગાડી વીગેરે મોકલી આપે એવા માણસ છે. ગામમાં પીર સાહેબના મુરીદો સારા મહોબતવાળા છે અને જનાર માટે થોડા થોડા થઇ જાય છે. ગુલામમોહંમદ પટેલ, દાવજી બોબાત, ઇબ્રાહીમ રાવત, મુસેજી હસનજી ઉમર, ઈસબજી બોબાત, શાહજી ઇબ્રાહીમ મેમાન, કાસમજી પાંડર, ગુલામહુસેન મેમાન, વીગેરે લોકોના ઘરો મહેમાનદારી માટે ઘણાં આગળ પડતાં છે. ગામના બીજા માણસો પણ ઘણા સારા અને મળતાવડા છે અને પીરના નામથી જનાર માણસ માટે જીવ કહાડે છે. એકંદરે હાલ તેમની રહેણી ઘણી સારી છે અને પીરની [illegible]થી તેઓ સુખી છે. તેઓ સારી રીતે સમજે છે કે આપણે પીરની જીયારત કરવા આવનારાઓની ખીજમત કરીશું અને પીરની દુઆ લઈશું તો ઘણા સુખી રહીશું. તેમનો આ ખ્યાલ બેશક ઉતમ છે. આ પીરના ખાનદાનના પીરજાદાઓ પણ ઘણા પ્રેમાળ અને ધર્મીષ્ટ પુરૂષો છે. તેઓ સાદાઈ અને ફકીરી માટે [illegible]થી પ્રખ્યાત છે અને હજુ પણ ફકીરી રસ્તા ઉપર કાયમ છે. અસલથી ચાલતી આવેલી સારી બાબતોને તેઓ પસંદ કરે છે અન તે પ્રમાણે ચાલવામાં તેઓ આનંદ માને

છે. તેમના ત્યાં દરેક બાબત એવી ગરીબાઇ અને સાદાઇવાળી છે કે ત્યાં જનાર માણસના મન ઉપર તેની અસર થાય છે. તેમના લખોપતિ મુરીદો જેમને ત્યાં સાહેબીનો પાર હોતો નથી તે પણ ત્યાં રંક જેવા બની જાય છે. એમના દરબારમાં બધો ફકીરાની મામલો છે એ જનાર માણસ સારી રીતે જાણે છે. પીર સાહેબ હમેશાં દરગાહ આગળ પોતાનો મુકામ રાખે છે અને ઘણી સાદી પથારી ઉપર કે વાઘના ચામડા ઉપર બેસે છે. તેમના ઘર આગળ અમીરોના જેવા ઠાઠ માઠ નથી પણ બધુ સાદે સાદુંજ છે. તેઓ પોતાની બેઠક દરગાહના ઓટલા ઉપરજ રાખે છે, એટલે ગમે તે વખત ગમે તે માણસ તેમને મળી શકે છે. તેઓ ઘર આગળ સાહેબી વધારતા નથી અને કહે છે કે અમને ખુદાએ ફકીર બનાવ્યા છે તેથી સાદાઇમાં રહેવામાંજ અમને માન છે. કારણ કે પેગમ્બર (સલ્લઅમ) પણ સાદાઇમાંજ રહેતા હતા. એમના ઘરનું સાદાપણું જોઈ લોકોને અજાયબી લાગે છે. હાલના પીર મોટામીયાં સાહેબનો પોશાક તથા રીતભાત એવાં સાદા છે કે તેમણે બી. એ. સુધી અભ્યાસ કર્યો છે એવું કોઇ ભાગ્યેજ જાણી શકે. તેઓ પોતાના નિત્ય કર્મમાં એવા ચુસ્ત છે કે ચોવીસ વરસથી તેમનો વજીફો (નિત્ય કર્મ) ખંડન થયેલ નથી. તેમનો યોગાભ્યાસ પણ સારો છે તેઓ આ પ્રયોગ કરવા અજમેર શરીફવાળા ખ્વાજા સાહેબના દરબારમાં ચાર વરસ રહ્યા હતા, તથા ખોલવડમાં પાદરડાવાળી મસ્જીદમાં મેહબુબશાહ મીયાંની દરગાહ આગળ એક હુજરામાં જ્યાં કોઈ છિલ્લે બેસી શકતું નથી ત્યાં ઘણા વરસ ઉપર લોકોની અજાયબી વચ્ચે છીલ્લે બેઠા હતા. આ છીલ્લો તેમણે એવી સખત રીતે કર્યો હતો કે બીજાથી આ જમાનામાં ભાગ્યેજ થઇ શકે. તે

વખતે રમઝાન મહીનો હતો. આખો દીવસ તેઓ રોઝા રાખતા હતા અને નમાજ તથા કુરાન શરીફ પડયા કરતા હતા. રોઝો ખોલવાનો વખત થતો તો ખજુરની એક પેશીથી રોઝો ખોલતા. રાત દીવસમાં કોઇની સાથે વાતચીત કરતા નહી. નમાજનો વખત થતો તો જમાત સાથે નમાજ પઢવા જમાતખાનામાં નીકળતા અને પાછા પોતાના હુજરામાં ચાલ્યા જતા. રાતમાં સહેરી વખતે માત્ર એક હથેલી જેટલી વગર નીમકની જવની નાની રોટલી અને વગર મસાલાવાળી થોડી ફીકી દાળ માત્ર ખાતા હતા. આ સીવાય તેઓ આખા છીલ્લાની મુદતમાં બીજું કાંઇ ખાતા નહોતા. આખી રાતમાં એક પળ પણ ઉંઘતા નહી. રાત્રે આખી રાત જીકર કર્યાં કરતા. દીવસે કુરાને શરીફની તિલાવત કરતા અને ચોવીસ કલાકમાં માત્ર જહોર (બપોર) અને અસર (સાંજ) ની વચમાં બે ત્રણ કલાક ઉંઘતા. આખો દીવસ તેઓ હુજરામાં બંધ રહેતા હતા. માત્ર નમાજ માટેજ બહાર મસ્જીદના જમાતખાનામાં નીકળતા અને નમાજ પુરી થતી કે તરત પાછા હુજરામાં ચાલ્યા જતા. એ જગાએ છીલ્લે બેસવાથી ચાર પાંચ જણાને નુકસાન થયું હતું તેથી લોકો એમ સમજતા હતા કે તેમનું ટકવું પણ મુશ્કેલ છે, પરંતુ પાંચ સાત દીવસ સુધી તેમને નમાજ વખતે સલામત હાલતમાં જોઇ લોકો ઘણા અજાયબ થયા અને પાછળથી તેમણે હુજરાની આસપાસ કપડાં બાંધ્યાં તથા ત્યાં બીજા લોકોને જતા બંધ કર્યા. આવી હાલતમાં લગભગ આખો રમઝાન મહીનો તેમણે ઈબાદતમાં ગુજાર્યો હતો. આવી આવી મહેનતો માંગરોલના પીરઝાદાઓ આ જમાનામાં પણ કરે છે. આ માંગરોલની ગાદી ખરી "ફકીરાની ગાદી" છે. +

---

+ ત્યાં લક્ષાધીપતિ અને ગરીબ મુરીદો બધા માટે ખીચડી કઢીનો સાદો અને ગરીબાની ખોરાક થાય છે.

# "મુંબાઇ સમાચાર" શું કહે છે.

## માંગરોળમા ગમેળો.

"મુંબાઇ સમાચાર" પોતાના તા. ૬-૪-૧૫ના અંકમાં લખે છે કે-"ગાયકવાડી વેલાછા તાલુકામાં × આવેલા માંગરોલ ગામે હજરત બડામીયાં સાહેબ તા. ૫-૪-૧૫ના રોજ * આ દુનિયામાંથી ઉઠી ગયા તેમની જ્યારતનો ખરચ તેમના ચાળીસમાના (આજના દિવસે) એટલે તા. ૫-૪-૧૫ના રોજ માંગરોલ ખાતે ભારે ધામધુમથી કરવામાં આવ્યો હતો. આ પ્રસંગ ઉપર માંગરોળ ખાતે તેમાં ભાગ લેવાને માટે માંગરોલની ગાદીના ઉત્તરથી દક્ષિણના એટલે આબુથી મુંબાઇ સુધીના બ્રીટીશ અને ગાયકવાડી તેમજ બીજા રાજ્યોની હદમાં વસતા એ ગાદીને માનનારા આસરે ૫૦ હજાર જેટલી મોટી સંખ્યાના મુરીદોને તે ગાદીના હાલના પીર મોટામીયાં તરફનું આમંત્રણ હતું જેથી તેને માન આપી સુરત, રાંદેર, મુંબાઇ, કડી, પાલણપુર, ભરૂચ, અંકલેશ્વર અમદાવાદ, વીરમગામ, વડોદરા, પાટણ, સચીન, વીગેરેના અને માંગરોલની આસપાસ પ્રગણાના દરેક ગામો માંહેલા આશરે દશ હજાર માણસ જેટલી સંખ્યાએ ભાગ લીધો હતો, આટલુંજ નહીં પણ માંગરોલ અને તેની આસપાસના ગામોમાં વસતા જુદી જુદી જાતના હીંદુઓ

---

× વેલાછા તાલુકાને બદલે હવે માંગરોલ તાલુકો નક્કી થયો છે.

* હી. સ. ૧૩૩૩ ના રબીઉલ આખર એટલે અગીયારમીના મહીનાની તા. ૯ ને બુધવારના રોજ સવારના ચાર વાગે પીર બડામીયાં સાહેબ બોલતાં બોલતાં ઉઠી ગયા હતા.

પણ આ પ્રસંગમાં ભાગ લેવા પીર મોટામીયાં સાહેબ તરફના આમંત્રણથી આવ્યા હતા. તેઓના ઉતારા તેમજ ખાવા પીવા વીગેરેની ગોઠવણ એલાહેદા રસોઇઓ રોકી કીધી હતી."

## પરોણાઓને સ્વાગત અને જમણ

"રેલવે અને ગાડાં મારગે આ ગાદીના અસંખ્ય મુરીદોનું પીર મોટામીયાં સાહેબ તરફથી ઘટતું સ્વાગત કરવામાં આવતું હતું અને તેઓ માટે રાખેલી ગોઠવણ મુજબ ગામમાં ઉતારાઓ આપી જમણ લેવા માટે આમંત્રણ થતું હતું. જમણનું કામ સવારથી બપોર, અને બપોરથી સાંજ સુધી ચાલ્યું હતું. બહારથી આવેલા અસંખ્ય મુરીદો પીર સાહેબના રોજામાં આવેલી બડામીયાં સાહેબની દરગાહ (જે બડામીયાં સાહેબે પોતાની હયાતીમાં દક્ષિણ પુર્વની બાજુમાં તૈયાર થવા પછી થોડા રોજમાં તેઓ આ ફાની દુનિયા છોડી ગયા છે તે) માં તેમજ તેમની બાજુમાં તેમના દીકરી દાદી બીબી સાહેબની અને તેની બાજુમાં આવેલી પીર સાહેબ દાદામીયાં સાહેબની દરગાહમાં અનુક્રમે જઇ પુષ્પો ચઢાવતા નજરે પડતા હતા. આ સઘળી દરગાહો ઉપર જરીનાં ગીલાફો અને પુષ્પમાળા ચઢાવવામાં આવ્યા હતાં, તેમજ તે દરેકની અંદર આરસના પથરો જડાવી દઇ તેની ભવ્યતામાં વધારો કરવામાં આવ્યો છે. રાત્રે હાંડી ઝુમર તેમજ ઇલેક્ટ્રીક લાઇટની રોશની કરવામાં આવી હતી. કબરની આસપાસ ચાંદીથી મઢેલો કઠેરો છે, તેમજ તે દરેકનાં બારણાઓ જરમન સીલ્વરના મઢેલાં છે. રોજામાં જવાના કુશાદે દરવાજાનાં મોટા બારણા પીતળથી મઢેલાં છે. મરહુમ પીર બડામીયાં સાહેબે પોતાની ગાદીની કીર્તી અને માન સ્થાઈ જળવાઈ રહે તે માટે પોતાના ગાદી વારસ

પીર મોટામીયાં સાહેબને ધાર્મીક જીવનની ઉંચી બાબતો બક્ષીસ કરી સારો લાભ આપ્યો છે."

## સજ્જાદા નશીન પીર મોટામીયાં સાહેબ

"માંગરોલની ગાદી ઉપર સ્થાપિત થએલા સજ્જાદા નશીન પીર મોટામીયાં સાહેબ ૩૩ વરસની વયના છે.[૧] તેઓનો જન્મ ગાયકવાડી પ્રાંત કડીમાં સને ૧૮૮૨ માં થયો હતો. તેઓએ બાળપણમાં દીની અને દુનયવી કેળવણીનો સારો અભ્યાસ કર્યો હતો. તેમણે ગુજરાતી ઉપરાંત પ્રાકૃત-સંસ્કૃત ભાષાનો થોડો ઘણો અભ્યાસ કરી રાજ્ય ભાષા તરીકે અંગ્રેજીનો પણ ઉંચા વર્ગ બી. એ. સુધી પોતાના અભ્યાસને આગળ વધાર્યો હતો. તેઓએ ગાયકવાડી રાજ્યમાં એક અધીકારી તરીકે આગળ કામ કરી લોકોની સારી પ્રીતિ સંપાદન કરી હતી એટલુંજ નહી, પણ સુરત એજન્સી તાબેના સચીન સ્ટેટના હાલના નવાબ સાહેબ ગાદી ઉપર આવ્યા ત્યારથી તેમની માંગણી ઉપરથી તેમના પરસનલ એસીસ્ટંટ અને પાછળથી એ રાજ્યના ના૦ દીવાન થયા હતા. પીર સાહેબ મોટામીયાં જે ગાદી ઉપર આવ્યા છે તે ગાદીને કોઇ જાતનું કરજ નથી. એ ગાદી તરતી હાલતમાં છે છતાં પણ એ ગાદી ધરાવનારા પીર સાહેબ વૈભવી જીંદગી નહીં ગાળતાં સાદાઇમાં પોતાનું જીવન ગાળી પોતાના મુરીદોનું શ્રેય થાય તે પાછળ વધારે કાળજી અને ઉલટ ધરાવી નાણાંનો મોટા ભાગે સદ ઉપયોગ કરતા રહેલા છે, અને તેના પુરાવા તરીકે

---

૧ હાલ તેમની ઉમર ૪૭ વરસની છે. તેઓ પોતાના પિતા પીર કાયમદીન બાવા સાહેબ ગુજરવાથી ઈ. સ. ૧૯૦૬ માં તેમની જગાએ કાયમ થયા હતા.

એટલુંજ જણાવવું બસ થશે કે મરહુમ પીર સાહેબની જ્યારતનો ભારે ખરચ તેઓએ કરી પોતાની મોટી સંખ્યાના મુરીદોને અને બીજાઓને તેમાં ઉલટ ભર્યો ભાગ આપી એ ગાદીની ઉજવળતા અને કીર્તિને વધારે પ્રકાશીત બનાવી છે. * "

## સંદલનું સરઘસ

"ગઇ કાલે સાંજે ચાર વાગે પીર સાહેબના મકાનેથી સંદલ (સુખડ) ચઢાવવા માટે સરઘસ કાઢવામાં આવ્યું હતું. પીર મોટામીયાં સાહેબ સરઘસમાં સજ્જાદાનશીનના લિબાસમાં વચ્ચે ચાલતા હતા. સંદલનું આ સરઘસ ગામમાં ફરી દોઢ કલાકે પીર સાહેબના રોજામાં આવ્યું હતું અને સજ્જાદાનશીન પીર સાહેબ, તેમના ભાઇ ભાંડુઓ, અને મુરીદોએ સંદલ (સુખડ) ચઢાવી હાજર રહેલા મિજલસના લોકોમાં પ્રસાદ વહેંચ્યો હતો."

"રાત્રે સુરતથી આવેલા હાજી સાદકમીયાંએ મોલુદ પઢી હતી. આજ સવારે મોટી મિજલસ થઇ હતી જે પ્રસંગે ફાતેહાની ક્રીયા થવા બાદ સજ્જાદાનશીન હાલના પીર સાહેબ મોટામીયાં સાહેબને હાજર રહેલા મુરીદો તરફથી સ્યાલ દોસાલાની તેમજ બીજી ભેટો થઇ હતી. આ ઉપરાંત સુરતવાળા સરદાર મીર મુજફ્ફર હુસેનખાન સાહેબ તરફથી, સચીનના દીવાન ખા. બા. યુસુફઅલીખાન સાહેબ તરફથી, છોટા ઉદેપુર સ્ટેટ તરફથી, નવસારીના પીરજાદા પ્યારે સાહેબ તરફથી એમ જુદા જુદા પોશાકોની ભેટ પીર સાહેબને થઇ

---

* પીર મોટામીયાં સાહેબે આ જગમેળા વખતે દરગાહની બહાર પગ મુકયો નહોતો છતાં આટલી બધી તજવીજ શી રીતે થઇ અને બધાની સવડ શી રીતે સચવાઇ એ વિશે લોકો તાજુબીમાં છે.

હતી, જ્યારે સચીનના નામદાર નવાબ સાહેબ તરફથી ચોથીઆની જ્યારતને દીવસે પોશાક આપવામાં આવ્યો હતો. ગઇ કાલની પેઠે આજે પણ સવારથી મુસલમાનો તેમજ માંગરોલના અને આસપાસના ગામોના હીંદુઓને શીરાનું જમણ આપવામાં આવ્યું હતું જે જમણનું કામ સવારથા રાત સુધી ચાલ્યું હતું. કેટલાક મહેમાનો આજે વીદાય થયા હતા ત્યારે મોટો ભાગ પીર મોટામીયાં સાહેબના આગ્રહથી માંગરોલ ખાતે રહ્યો હતો.”*

## પીર મોટામીયાં સાહેબે ધારણ કરેલી ફકીરી

### સચીન સ્ટેટના નાયબ દીવાનનો હોદ્દો છોડતી વખતનો તેમનો સદ્બોધ.

પીર મોટામીયાં સાહેબ જેઓ સચીન સ્ટેટમાં નાયબ દીવાન જેવા સારા હોદ્દા ઉપર ઘણા વરસથી હતા તેમને પોતાના વડીલોની ગાદી અને પીરનો ઇલકાબ મળવાથી તેમણે દુનિયાની તમામ સાહેબી જતી કરી આખરે પોતાના વડીલોના રસ્તે ચાલવા ફકીરી માર્ગ અખત્યાર કર્યો છે અને નાયબ દીવાનની જગાનું રાજીનામું આપી લોક સેવા માટે તૈયારી કરી તેઓ ફકીરી માર્ગમાં ઉતરી પડયા છે. લગભગ બાર વરસ જેટલી લાંબી મુદત સુધી તદ્દન અમીરી ઠાઠથી રહેનારા માણસ એકદમ ફકીરીમાં આવી જાય અને સઘળા વૈભવોનો

---

* “મુંબઇ સમાચાર” તા૰ ૭ મી એપ્રીલ ૧૯૧૫ ના અંકમાં ઉપલી હકીકત તેમના ખાસ ખબરપત્રી તરફથી પ્રગટ થઈ હતી. હજરત બડા મીયાં સાહેબ તા૰ ૨૪-૨-૧૫ પ્રમાણે રબીઉલ આખર એટલે અગીયારમીના મહીનાની ૯ મી તારીખ ને બુધવારને રોજ આ દુનિયાથી ઉઠયા હતા.

ત્યાગ કરે એ અજાયબી પમાડનારી બીના છે. સચીન સ્ટેટમાં મારો હોદ્દો, સારો પગાર, સારી આબરૂ, અને સારી સાહેબીવાળી જગા અને તે ઉપરાંત માંગરોલના ગાદીપતિને માટે નિર્માણ થયેલું સુખ એ સઘળું જતું કરી ખુદા અને તેની મખલુક—પ્રજાની સેવા માટે પોતાના ઉપર જે જોખમ લીધું છે તે બેશક વખાણવા જોગ છે. તેઓ એક ગાદીપતિ હોવા ઉપરાંત બી૦ એ૦ સુધી અંગ્રેજી ભણેલા છે. ગુજરાતી ભાષાના તેઓ એક સાક્ષર હોઇ તેમાં તેમણે સારા પુસ્તકો લખેલાં છે. ઉરદુ, ફારસી, અરબી, એ તો તેમને માટે જરૂરની ભાષાઓ છે એટલે તેમને શીખવી પડે એ કુદરતી છે. તેમને ઉંચી કેળવણી મળેલી છે, તેમણે સારા હોદ્દા ભોગવ્યા છે, અને માંગરોલની ગાદી મળવાથી તેઓ બે લાખ જેટલા મુરીદો-સેવકોના અધિકારી થયા છે એટલુંજ નહી, પણ તે ગાદીને અંગે લાખો રૂપીઆની આવક કરી શકે તેવી હાલતમાં છે છતાં દુનિયાની સાહેબીનો જરા પણ ખ્યાલ નહી રાખતાં તેમણે ફકીરી માર્ગ તરફ પોતાનું મન લગાડયું છે. તેમણે કેવી રીતે પોતાનું મન મજબુત કરી દુનિયાની સાહેબી જતી કરી છે તે તેમનાજ શબ્દોથી આપણે બતાવી આપીશું. જ્યારે તેમના સચીન સ્ટેટના નાયબ દીવાનના હોદ્દાનું રાજીનામું આપવાની વાત જાહેરમાં આવી ત્યારે તેમના ઘણા મુરીદો એ વિષેની ખાતરી કરવા સચીન ગયા અને તેમની ત્યાં ખાતરી થઇ કે પીર સાહેબે રાજીનામું આપ્યું છે ત્યારે તેમની ખુશાલીનો પાર રહ્યો નહી. આ ખબર બધે એકદમ ફેલાઇ ગઇ અને ઘણા મુરીદો તથા સ્ટેટના લોકો સચીન આવી પહોંચ્યા. બધા બેઠા થયા પછી પીર સાહેબે શાંતીથી ભાષણ રૂપે કહેવા માંડ્યું કે—"ગૃહસ્થો, તમને આજે હું

એક અગત્યની બાબત સંભળાવું છું અને તે એ છે કે મેં સચીન સ્ટેટના નાયબ દીવાનના હોદ્દાનું રાજીનામું આપ્યું છે. (ખુશાલી તથા આશ્ચર્ય !) તમે જાણો છો કે હું નવાબ સાહેબ ગાદીએ આવ્યા તે પહેલાંથી એટલે લગભગ બાર વરસથી તેમની સાથે છું. સૌથી પહેલાં તેમણે મને એ૦ ડી૦ સી૦ (મુસાહેબ) ની જગા આપી હતી, અને છેવટે ઇ૦ સ૦ ૧૯૧૦માં રાજ્યના નાયબ દીવાનનો હોદ્દો આપ્યો હતો, અને ત્યારથીજ હું સચીનમાં એ જગા ઉપર છું. નવાબ સાહેબે મારી નોકરી વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાંથી ટ્રાન્સફર કરાવી એટલે ઉછીની લઈ તેઓ સાહેબે મને વખતો વખત પ્રમોશનો આપી, તથા બંગલો, ગાડી ઘોડા, નોકર ચાકર વગેરેનો બંદોબસ્ત રાખી મારે માટે બધો વખત માયાળુ લાગણી બતાવી છે. આટલી લાંબી મુદત હું તેઓ સાહેબ પાસે રહ્યો તે દરમ્યાન તેમણે તેમના અધિકારીઓએ તથા તેમની રૈયતે મારા તરફ પ્રેમભાવજ રાખ્યો છે. સરકારી નોકરીમાં સારો હોદ્દો, સારો અધિકાર, સારો પગાર, સારી આબરૂ, તથા સારી સવડ એ વસ્તુઓ માણસ માટે સારાં સાધન સમાન છે, અને એ સાધનો પ્રાપ્ત થવાથી માણસ કાંઇક કરી શકવાની સ્થિતીમાં મુકાતો હોવાથી તે તરફ તે કુદરતી રીતે પ્રેરાય છે, અને હમેશાં ખંતથી મહેનત કરી આગળ વધવા અનેક પ્રયાસો કરે છે. એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં જાય છે, બીજામાંથી ત્રીજામાં જાય છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં સારાં સારાં કામો કરી બધાઓને સંતોષ આપી પોતાની બેહતરીની આશા રાખે છે. મને પણ આજે તેવોજ પ્રસંગ મળ્યો છે, એટલે હવે હું પણ સચીન સ્ટેટમાં મારાથી બનતી સેવા બજાવી આપણા મહાન સરકાર–ખુદાની સેવામાં જોડાવા માંગુ છું. તે એક મહાન સરકાર

છે કારણ કે તે સૃષ્ટિનો માલિક છે. આવા સરકારની સેવામાં મને જોડાતો જોઇ બધાઓને આનંદ થયા વિના રહેશે નહી કારણ કે એ એક કલ્યાણનું ચિન્હ છે.

દુનિયાનાં મન ગમતાં સાધનો જ્યાં પ્રાપ્ત થયેલાં હોય છે ત્યાં જો કે તે સાધનો મિથ્યા હોય છે તો પણ માણસ તેને વળગી રહેવાને મથન કરે છે એ એક માનવી સ્વભાવનો ગુણ છે. પણ એ સાધનોની પેલી તરફ એથી પણ વધારે ચઢતાં સાધનો છે જે વધારે લાભદાયક તથા કલ્યાણકારી છે એમ માણસને જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ માલૂમ પડે છે. સ્ટેટમાં જોડાયા પછી મને નવાબ સાહેબની માયાળુ લાગણીને લીધે દુનિયાની સારી સાહેબી જોવાનો પ્રસંગ મળ્યો છે, એટલે એ સંબંધી હવે મને વધારે અભિલાષા રહી નથી. એ સાહેબીના સાધનો દુનિયાદારીને માટે ઉપયોગના ગણવામાં આવે છે, પણ જે આગળ વધવાની ખાહેશ રાખે છે તેને તો ત્યાંનોજ ખ્યાલ હોય છે. દરેક માણસે પોતાનું ધોરણ પોતે નક્કી કરવાનું છે, તેમ હું પણ તે પ્રમાણે મારૂં ધોરણ નકકી કરૂં તો હું કાંઇ અયોગ્ય કરૂં છું એમ ગણાશે નહી. માણસ પ્રથમ બાળકના રૂપમાં, પછી જુવાનના રૂપમાં, અને છેવટે વૃધ્ધના રૂપમાં આવે છે. જેમ જેમ તે ઉમરે પહોંચતો જાય છે, તેમ તેમ કુદરત તેની સ્થિતીમાં ફેરફાર કરતી જાય છે. જેવી રીતે શારીરીક સ્થિતીનો મામલો છે તેવીજ રીતે માનસિક સ્થિતીનો પણ છે. દરેક માણસ તેવીજ સ્થિતીને આધીન છે તેમ હું પણ છું. મારી વય હાલ સાડત્રીસ× વરસ જેટલી છે. જો કે હું વૃધ્ધાવસ્થાની હદે પહોંચ્યો

---

× હાલ પીર સાહેબની ઉમર આ ઇ૦ સ૦ ૧૯૨૮ માં ૪૮ વર્ષની છે.

નથી તો પણ જીંદગી ટકે તો તેવો વખત પણ આવે. એવો વખત આપવો ન આપવો એ માલિકના હાથમાં છે, એટલે એ ઉપર આધાર રાખીને બેશી રહેવું એ મીથ્યા છે. જે કાંઈ કરવું તે હમણાજ કરવું એમ મને મારો અંદરવાળો સુચવે છે, અને તેથીજ હું એકદમ સ્વતંત્ર થવા માંગું છું. મારા વડીલો સ્વતંત્ર હતા અને તેમણે સ્વતંત્ર રહીનેજ માલિકની સેવા બજાવી છે. તેમણે સ્વાર્થની દરકાર રાખી નહોતી. તેમનો માર્ગ ફકીરાની હતો મારા વડીલો જે માંગરોલની ગાદીના ગાદીપતિ પીર હતા તે આ દુનિયાથી ઉઠી ગયા છે અને તેમની જગાએ હવે મારી નીમણુંક થઇ છે. એટલે તેમના પગલે પગલે ચાલવું અને માલિકની સેવા બજાવવી એ હું મારી ફરજ સમજું છું. હું જ્યારે નાયબ દીવાનના હોદ્દા ઉપર આવ્યો ત્યારે લોકોને ભાગ્યેજ એ ખ્યાલ આવ્યો હશે કે હું ફકીરી રસ્તા તરફ દોરાઇશ, પણ ખુદા મહાન શક્તિવાળો છે! તે જે ચાહે તે કરી શકે છે. મારા વડીલોએ હમેશાં સાદુ જીવન ગાળ્યું છે એટલે મને પણ તેવી પ્રેરણા થાય એ સ્વાભાવિક છે. દુનિયાના વૈભવ છોડવા એ બેશક કઠણ લાગે છે, પણ જ્યારે માણસ આગળનો વિચાર કરે છે ત્યારે તેનો ભાવ એ મિથ્યા વૈભવો ઉપરથી ઓછો થઇ જાય છે, અને તેમ થવાથી માણસ હંમેશા પોતાને શાંતિસાગરમાં અનુભવે છે. આવી શાન્તી, સુલુક, તસવ્વુફ–બ્રહ્મજ્ઞાનમાં આગળ વધવાનું એક ઉત્તમ સાધન છે, અને તેથીજ મહાત્માઓ હંમેશાં શાંતીના પાઠ પઢાવ્યા કરે છે. રાજ્યના નાયબ દીવાનની જગા દુનિયાની દ્રષ્ટિથી જોતાં સારા હોદ્દાની, સારા અધિકારની, સારા પગારની, સારી સાહેબીની, તથા સારી આબરૂની ગણાય છે, અને ઘણા માણસો તે

મેળવવા આતુરતા પણ રાખે છે. આવી જગ્યા મુકી ફકીરી રસ્તો અખત્યાર કરવાના કામને કેટલાક લોકો અક્કલથી ઉલટો-પાછળ પાડનારો માર્ગ ગણાવા પણ તૈયાર થશે પણ તેમ કરવાનું કારણ નથી, કેમકે ફકીરી રસ્તાનો અર્થ કાંઇ એવો થતો નથી કે લાગતા વળગતાઓને રઝળતા મુકી કાયર થઇને જંગલમાં અથવા એક ખુણામાં જઈ નકામું બેસી રહેવું! એવા દૈવી માર્ગનો આવો ભળતો અર્થ કરવાનો નથી. મહાન હઝરત પયગમ્બર સ૯અમ ફકીરી રસ્તાવાળા હતા તેનો અર્થ એ છે કે તેઓ ખુદાની, તેના ધર્મની, તથા તેની મખલુક—પ્રાણી માત્રની સેવા કરતા. દુનિયાની અભિલાષાઓ રાખ્યા વગર ખુદાની, તેના ધર્મની, અને જન સમાજની જે સેવા બજાવવામાં આવે છે તે ખરી બંદગી છે. મેં આ રસ્તામાં કેટલાક વખતથી પગ મુકેલો હોવાથી મારો ભાવ તે તરફ વધી ગયો છે. ઘણા લોકો પોતાના કામ માટે બિચારા તકલીફ વેઠીને મારે ત્યાં હંમેશાં આવે છે. હું તેમની તરફ પુરતું ધ્યાન આપવા મારાથી જેટલી બને તેટલી કોશીષ કરતો, પણ મારા હોદાનું સરકારી કામ ઘણા વખતે આડે આવતું. વખતની તંગીને લીધે [illegible] સાથે વાતચીત કરવાનો વખત નહી મળવાથી તેઓ બિચારા વ[illegible] નારાજ થતા. દુરથી આશાથી આવેલા લોકોને નારાજ કરવા તેને બદલે મારે પોતેજ તેમના માટે છુટા થવું એ મને વધારે બહેતર લાગવાથી, તેમજ મારી ગાદીના મુરીદો તથા લાગતા વળગતાઓની એજ ઇચ્છા હોવાથી તેમજ ઉપલો ફકીરી રસ્તો મને પસંદ પડવાથી મેં નાયબ દીવાનના હોદાનું રાજીનામું આપ્યું છે. મને લાગ્યું કે મારે હજી ઘણું કરવાનું છે, પણ રાજ્યની રોકાણને લીધે મારાથી જે કરવાનું છે તે સંપૂર્ણ

રીતે થઇ શકતું નથી તેથી જાણી જોઇને મેં નાયબ દીવાનની નોકરી જતી કરી છે. રાજીનામું આપવાથી રાજ્યનો રૈયત નારાજ થઇ છે, તથા નવાબ સાહેબે પણ મારૂં રાજીનામું ઘણી નારાજીથી મંજુર કર્યું છે. પણ એમાં નારાજ થવાનું કાંઇ કારણ નથી. જે મારા ખેરખ્વાહ છે અને જે મને સારી સ્થિતીમાં જોવા ઇચ્છે છે તેમણે તો મારા રાજીનામાથી ઉલટા ખુશ થવું જોઇએ. જે વાતથી મને આનંદ થાય તેમાં મારા હિતેચ્છુઓએ પણ આનંદ માનવો જોઇએ. હું છુટો થવાથી ઘણાં કામ કરી શકીશ. મને માલિકની સેવા કરવાનો વધુ વખત મળશે. તેની સેવા બીજાઓની સેવાઓથી બેશક વિશેષ છે. તે ઉપરાંત હું ઇસ્લામી સાહિત્યનાં પુસ્તકો તૈયાર કરવા, જુદી જુદી ઉપયોગી સંસ્થાઓ કાયમ કરવા, લોકોને વખતો વખત સુચનાઓ કરવા વખત મેળવી શકીશ. આવા ઉપયોગી કામ કરવા માટે બેશક સ્વાર્થત્યાગની જરૂર છે. રાજીનામું આપ્યા પછી મારૂં તથા મારા કુટુંબનું ગુજરાન કેવી રીતે ચાલશે એ વિષે કેટલાક લોકોને વિચાર આવે એ સ્વાભિક છે, પણ રોજીનો માલિક ખુદા છે. તેથી એવા નબળો ખ્યાલ રાખવો એ કાંઇજ નહી પણ મનની નબળાઇ છે. જેને ખુદા ઉપર ભરોસો છે તે એવા નબળા ખ્યાલને પોતાના મનમાં કદી આવવા દેતા નથી. સુકા લાકડામાંના જીવડાને પોષવાને જેને શક્તિ છે તે મારા જેવા હાથ, પગ, આંખ, તથા તર્ક શકિત વાળા મનુષ્યને કેવી રીતે પોષી શકશે ! એવો ખ્યાલ કરવો એ કાંઇજ નહી પણ નાસ્તિકપણું છે. ખુદા અદ્દભુત શકિતવાળો છે. તે આપણા સૌનો અન્નદાતા છે. તેના ઉપર આધાર રાખી જે માણસ નેકી કરે છે તેનો બદલો તે દુનિયાના બદલાથી કાંઇ ચડીઆતા પ્રકારનો આપે છે. તે બદલો આપે કે ન આપે તે તરફ આપણે જોવાનું નથી. આપણે

તો માત્ર તેનો હુકમ બજાવવાનો છે. બદલાની ઇચ્છા રાખવી એ પણ એક પ્રકારનો સ્વાર્થ છે, માટે તેને પણ મનમાંથી અલગ કરવો જોઇએ. કર્તવ્ય પરાયણ થવું એજ ખરા સેવકનું કર્તવ્ય છે. "કર ને જો" એ મનુષ્યનો મુદ્રાલેખ હોવો જોઇએ. જ્યાં કર્તવ્યની જોગવાઇ મળે તેજ ક્ષેત્ર મનુષ્ય માટે ઉત્તમ છે અને તે ધોરણે માણસે પોતાનું ક્ષેત્ર નક્કી કરવું જોઇએ. સ્વાર્થની ખાળકુંડીમાં ખરડાયલા રહેવા કરતાં નિર્મળ સાગરમાં ઝીપલાવવું એજ વધારે સારૂં છે. જે માણસોએ એવો માર્ગ ગ્રહણ કર્યો છે તેજ કાંઇક કરી શકયા છે. ક્ષુદ્ર ઇચ્છાઓને આધીન રહેનારાઓની તો ક્ષુદ્ર પ્રાણીઓમાંજ ગણત્રી થાય છે. દુનિયાની ઇચ્છાઓ ઓછી કરી જેમણે માલિકની તથા મખલુક—જન સમાજની સેવા બજાવી છે તેઓ પોતાનો ઉધ્ધાર કરી શકયા છે, એ એક સર્વમાન્ય બીના છે. આ ખ્યાલ મારા મનમાં પણ ઘણા વખતથી રમી રહ્યો છે. દુનિયામાં કિર્તી મેળવવા પાછળ ફાંફાં મારવાનાં નથી. પોતાના નામનો કિર્તી સ્થંભ, પુતળું, કે બાવલું ઉભું કરવાનો ધખારો રાખવાનો નથી. દુનિયાની મોટી પદ્દી, ટાઇટલ, કે ચાંદ, મેળવવા માથાઝીક કરવાની નથી આ બધી બાબતો મિથ્યા છે, અને તેની પાછળ ફાંફાં મારનાર મિથ્યા વસ્તુનો અધિકારી મનાય છે. ખરી વસ્તુનો જે ઉપાસક છે તેજ માત્ર ખરા માર્ગ ઉપર છે. ખરીમાં ખરી વસ્તુ માલિકજ છે. તેની ઇચ્છાને આધિન રહેનારા તે ખરી વસ્તુના અધિકારી છે, માટે માલિ-કના ખ્યાલમાં લીન રહેવું એજ ઉત્તમ છે. કહેવાનું તો ઘણું છે પણ જેમ જેમ જોગવાઈ મળશે તેમ તેમ કહેતો જઇશ. હું કહીશ તેથી કાંઈ વળવાનું નથી પણ તેને તમે બધા ધ્યાનમાં ઉતારી તે ઉપર

અમલ કરવા તઇયાર થશો ત્યારેજ કાંઈ ફાયદો થશે. મેં નાયબ દીવાનના હોદાનું રાજીનામું આપ્યું તેથી તમે મારા બધા મુરીદો ખુશી થયા છો તેથી મને અપાર આનંદ થયો છે. હું તમારી નેક અને શુભ લાગણીની કદર કરૂં છું અને આશા રાખું છું કે તમે બધા જેવી લાગણી રાખતા આવ્યા છો તેવીજ રાખ્યા કરશો, અને માલિકના હુકમ પ્રમાણે ચાલવા કોશીષ કરશો તો મારો સ્વાર્થ ત્યાગ યોગ્ય થયો છે એમ હું માનીશ. ખુદા તમને નેક હિદાયત–સદ્‌બુધ્ધિ આપો, ને તમારૂં કલ્યાણ કરો ? આમીન." ! !

ઉપર પ્રમાણે પીર સાહેબે લોકો સમક્ષ પોતાના ખરા વિચારો જણાવી તેમને ખરા માર્ગનો બોધ કરેલો છે. પીર સાહેબે રાજીનામું આપી એકદમ પોતાની રહેણી કરણીમાં તદન સાદાઇ અખત્યાર કરી લીધી છે અને તેજ વખતથી પોતે બીજી બાબતોથી અલગ થઇ અસલ કામે લાગી ગયા છે. બી૦ એ૦ સુધીની આવી ઉંચી કેળવણી પામેલા, મોટી સાહેબીમાં ઉછરેલા, સારા હોદ્દે ચઢી અમીરી ભોગવી માન પામેલા, તથા માંગરોલ જેવી સુવિખ્યાત ધર્મની ગાદીને અંગે જાહોજલાલી પામેલા પુરૂષ એકદમ સ્વાર્થ ત્યાગ કરી ફકીરી માર્ગમાં પ્રવેશ કરે એ તેમના ખાસ પીર હોવાની સાબીતી છે. ખુદા આવા મહાન પુરૂષો વધુ પેદા કરે જેથી કોમનું કલ્યાણ થાય. આમીન.

———:o:———

# માંગરોળની ગાદી સાથે સંબધ ધરાવનારા મહાન વલી લોકો.

## હઝરત બાવા ફરીદ સાહેબ ચીશ્તી.

### હિંદુસ્તાનના એક પ્રખ્યાત મહાત્મા–પીર.

હઝરત બાવા ફરીદ સાહેબનો જન્મ પંજાબમાં આવેલા કોઠાવલ નામના કસ્બામાં હી. સ. ૫૬૯ માં જીલ્હજ (બકરા ઈદ)ના મહીનાની તા૦ ૪ થી એટલે ઇ. સ ૧૧૭૩ માં થયો હતો. જ્યારે સુલતાન (નાસીરૂદ્દીન) મેહમુદ ગજનીનો હીંદુસ્તાન ઉપર ચઢાઈ કરવાનો વિચાર થયો ત્યારે તેમણે બાવા ફરીદ સાહેબના દાદા હઝરત શોએબ સાહેબને હી૦ સ૦ ૪૯૯ માં અગીઆર હજાર ઘોડેસ્વારોના સરદાર બનાવી મુલતાન તરફ મોકલ્યા.

આ વખતે હઝરત શોએબની ઉમ્મર ૩૬ વરસની હતી. તેઓ ધર્મશાસ્ત્રમાં ઘણાજ પ્રવીણ હતા, અને ધર્મના આગેવાન હતા તેથી જીત મેળવ્યા પછી બાદશાહ મેહમુદ ગજનીએ લોકોને ધર્મ શાસ્ત્રનો બોધ કરી ખરા રસ્તે લાવવા માટે તેમને પંજાબના મુલકમાં રાખ્યા. એ ઉપરથી તેમણે હી૦ સ૦ ૪૯૯ માં કોઠાવલ કે જે તે વખતે એક મોટું શહેર હતું તેમાં મુકામ કર્યો. પાછળથી તેમના દીકરા હઝરત જમાલુદ્દીન (બાવા ફરીદના પીતા) પણ હીજરી સન ૫૦૭ માં ગીજનીથી પોતાના મામા સુલતાન મેહમુદ ગીજનીની રજા

લઇ લાહોરને રસ્તે કોઠાવલમાં પોતાના પિતા પાસે આવ્યા અને તેમની સાથે ત્યાં રહેવા લાગ્યા. હઝરત બાવા ફરીદના વડીલ નામે હઝરત મોહમદ સુલતાન ઇબ્રાહીમ આદહમ બલ્ખ (બુખારા)ના બાદશાહ હતા. તેમનું વલણ ધર્મ તરફ ઘણુંજ હતું. તેઓ હમેશાં બ્રહ્મજ્ઞાન મેળવવા ઘણોજ પ્રયત્ન કરતા હતા. એક દિવસે તેઓ પોતાના મહેલમાં સુઇ રહ્યા હતા એટલામાં અગાસી ઉપર કાંઇ ખડખડાટ થયો. તેમણે પૂછ્યું કે કોણ છે? રાતની વખતે અહીં અગાસી ઉપર શું કરે છે? ત્યારે જવાબ મળ્યો કે મારૂં ઉંટ ખોવાયું છે તેની ખોળ કરૂં છું. બાદશાહે કહ્યું કે ઉંટ કાંઇ અગાસી ઉપરથી થોડુંજ જડવાનું છે? ત્યારે તેણે જવાબ આપ્યો કે બ્રહ્મજ્ઞાન પણ ચાંદી સોનાના પલંગ ઉપર નિશ્ચિંત સુઇ રહેવાથી થોડુંજ મળવાનું છે! આથી બાદશાહના મન ઉપર ઘણીજ અસર થઈ અને તેમણે એજ વખતે રાજપાટ પડતું મુકી ફકીરી અખત્યાર કરી, અને મોટી મહાત્માની પદવીએ પહોંચી હી. ૩૧૧ માં ૧૧૦ વરસની ઉમ્મરે સ્વર્ગવાસી થયા.

બાવા ફરીદ સાહેબના એક બીજા વડીલ નામે ફરૂખ શાહ કાબુલના બાદશાહ હતા. તેમનો જન્મ હી. સ. ૩૮૧ માં કાબુલમાં થયો હતો. કાબુલની ગાદી સુલતાન મહમુદ ગીજનીના હાથ આવી તે પહેલાં બાવા ફરીદ સાહેબના વડીલોના કબજામાં હતી. તેમના ખાનદાનનો મરતબો એવો હતો કે સુલતાન મહમુદ ગજનીએ પોતાની બહેનના લગ્ન બાવા ફરીદના દાદા હઝરત શોએબ સાથે કર્યાં હતાં. જ્યારે બાવા ફરીદ સાહેબના પિતા હઝરત જમાલુદીન કોઠાવલમાં આવીને રહ્યા તે અરસામાં સઇયદ કુતબુલ્લા નામના એક સઇયદ પણ

સુલતાન મહમુદ ગજનીની ઇચ્છાનુસાર પંજાબમાં આવ્યા અને ત્યાં "ગુજરાત" નામના શહેરમાં રહેવા લાગ્યા. આ સઇયદ ફતહુલ્લા સાહેબ મહાન હઝરત પેગમ્બરની પુત્રી બીબી ફાતેમાની ઓલાદના હતા. તેમને એક સઇયદ અબ્દુલ્લા નામે કરીને દીકરો હતો.

આ સઇયદ અબ્દુલ્લાને બીબી મરીયમ ખાતુન નામની પુત્રી હતી. તેનો જન્મ "ગુજરાત" ગામમાં થયો હતો. વખતના વહેવા સાથે આ બીબી મરીયમ ખાતુનના લગ્ન હઝરત શોએબના દીકરા હઝરત જમાલુદીન સાહેબ (બાવા ફરીદના પિતા) સાથે થયાં અને તેમનાથી હઝરત બાવા ફરીદ પેદા થયા.

હઝરત બાવા ફરીદ જ્યારે અગીઆર વરસના થયા ત્યારે પોતાના માબાપ સાથે મક્કે હજ કરવા ગયા. ત્યાં તેમને પેગમ્બર સાહેબની કેટલીક ચીજો પ્રસાદ રૂપે મળી. બાવા ફરીદનું મન પ્રથમથીજ બ્રહ્મજ્ઞાન તરફ દોરાયલું હતું અને વળી આવી ચીજો મળી એટલે તેમનો આત્મા એ તરફ વધારે આગળ વધતો ચાલ્યો. તેમણે ફકીરીનો માર્ગ અખત્યાર કર્યો, અને એ હાલતમાં બાર વરસ સુધી માલીકના ધ્યાનમાં જંગલમાં ફરતા રહ્યા, અને ઝાડપાલો ખાઇને નિભાવ કર્યો. પણ પ્રથમ નીર્વાણપદ પ્રગટયું નહીં. તેઓ ઘેર પોતાનાં માતુશ્રી પાસે પાછા આવ્યા અને હવે શું કરવું કે જેથી ઇચ્છા પુર્ણ થાય તેનો વીચાર કરવા લાગ્યા.

એક દિવસ તેમનાં માતુશ્રી તેમનું માથું જોવા બેઠાં હતાં એવામાં બાવા ફરીદના માથાનો એક વાળ ખેંચાયો. વાળ ખેંચાવાથી તેમણે "અરે" કરીને બૂમ પાડી! ત્યારે માતુશ્રીએ કહ્યું કે એક વાળ ખેંચાયો ત્યારે આટલી તમને વેદના થઇ ત્યારે તમે ઝાડનાં પાંદડાં

તોડતા હતા ત્યારે શું ઝાડને વેદના થઇ નહિ હોય ? કોઇને ઈજા કરવાથી કાંઇ ખુદા મળતો નથી. એ ઉપરથી ભુખ અને તરસ વેઠી તથા પેટે પાટા બાંધી જંગલમાં ફરવા માંડયું.

ફરી તેઓ બાર વરસ સુધી જંગલમાં ફર્યા પણ મતલબ પાર પડી નહીં. એથી પણ જ્યારે કાંઈ ન વળ્યું ત્યારે તેમણે કુવામાં ઉંધે મસતકે લટકવાનો પ્રયોગ કરવા માંડયો. બાર વરસ સુધી તેમણે મહા પરીશ્રમ વેઠી આ ક્રીયા કરી ત્યારે પુરેપુરૂં બ્રહ્મ-જ્ઞાન પ્રાપ્ત થયું. અને ૪૮ વરસની બંદગી પછી માલિકનો ખરેખરો મહીમા નજરે દેખાયો કે જેનાં દરશન કરી પોતાના આતુર આત્માને શાન્ત કર્યો.

## મહાન ખ્વાજા પીર સાહેબ ચીશ્તી.

હઝરત બાવાફરીદ દીલ્હીવાળા પીર ખવાજા કુતબુદીન બખ-તીયાર સાહેબ ચીસ્તીના મુરીદ (શીષ્ય) હતા અને ખ્વાજા કુતબુદીન અજમેરવાળા મહાન પીર સાહેબ હઝરત ખ્વાજા મોઇનુદીન ચીસ્તીના મુરીદ (શીષ્ય) હતા. હઝરત કુતબુદીન સાહેબની દરગાહ દીલ્હીમાં છે કે જ્યાં બાર મહીને રબીઉલ અવલ મહીનાની ૧૪ મી તારીખે મોટા ઓરસ ભરાય છે. હઝરત ખ્વાજા પીરની દરગાહ અજમેરમાં છે અને ત્યાં પણ બાર મહીને રજબ મહીનાની છઠ્ઠી તારીખે ભારે ધામધુમથી ઓરસ ભરાય છે, કે જેમાં ભાગ લેવા હીંદ ઉપરાંત અરબસ્તાન, તુર્કસ્તાન ઈજીપ્ત વગેરેથી સંખ્યાબંધ લોકો આવે છે.

દુનીઆના કારભારથી અલગ રહેવું એ દુનીઆ ઉપર જુલમ કરવા જેવું તથા તેના કારભારમાં ખલલ નાંખવા જેવું છે. તેથી તદનજ વીરકત થઇ, જીંદગી ગુજારવાને ઈસ્લામ પસંદ કરતો

નથી. માત્ર દુનીઆની માયાનો પાસ ન લાગવો જોઇએ. દુનીઆમાં રહી લોકોનું કલ્યાણ કરવું એ ઘણું ઉત્તમ છે, એથી માયાનો પાસ પોતાને નહીં લાગવા દેતાં તેલ ને પાણી જેમ બેગું રહે છે પણ અલગનું અલગજ દેખાય છે તેમ દુનીઆમાં માણસે રહેવું જોઇએ. અને દુનીઆના કારભાર સાથે માલીકની પણ યાદી હરહમેશ કરવી જોઇએ, તેથી ઈસ્લામના મહાત્માઓએ દુનીઆમાં રહીનેજ ફકીરી કરી છે. એટલે કે દુનીઆનો કારભાર કર્યો છે, પણ પોતાની નીતીને ખસવા દીધી નથી તેમ પોતાને માયાનો પાસ બેસવા દીધો નથી.

ખ્વાજા સાહેબનો જન્મ ઈ. સ. ૧૧૧૨ (હી. સ. ૫૩૭)માં સીસ્તાનમાં થયો હતો. તેઓ ઈ. સ. ૧૧૯૨માં હીંદુસ્તાનમાં પધાર્યા હતા. તે વખતે અજમેરમાં પૃથ્વીરાજ ચઉહાણ રાજા હતો. તેને શાહબુદીન ઘોરીએ પાછળથી હરાવી કેદ પકડ્યો હતો. હઝરત ખ્વાજા સાહેબના ઘણા ચમત્કારો વર્ણવેલા છે. તેઓ હીંદુસ્તાનમાં સર્વે પીરોના સરદાર ગણાય છે. તેઓ ઇ. સ. ૧૨૩૬માં ૯૭ વરસની ઉમરે જન્નતશીન થયા હતા. પ્રથમ બાવા ફરીદ સાહેબનાં લગ્ન મહાન પેગમ્બર હઝરત મોહંમદ સલ્અમના પહેલા ખલીફા હઝરત અબાબકર સીદીકના વંશના એક મોહંમદ અજીમશાહમીયાં સીન્ધવાળાની પુત્રી બીબી મુજીબુન્નીસાં સાથે થયાં હતાં. તેમનાથી પ્રથમ બીબી ખદીજા બેગમ ઉર્ફે શરફુન્નીસાં (બાવા ફરીદના ભાણેજ હઝરત અલી એહમદ સાબીર સાથે પરણાવ્યાં હતાં તે) પેદા થયાં હતાં પણ તે જીવ્યાં નહિ. હઝરતનું બીજું લગ્ન હઝરત પીરાનપીર સાહેબની ઓલાદના એક સઇયદ નીસારઅલીની પુત્રી બીબી જમ

કુલસુમ સાથે થયાં હતાં. તેમને ઓલાદ થઈ હતી પણ જીવવા પામી નહિ. બાવા ફરીદનું ત્રીજું લગ્ન દીલ્હીના બાદશાહ સુલતાન શમ્સુદીન—અલ્તમશના પુત્ર સુલતાન ગ્યાસુદીનની પુત્રી બીબી હજીરા ખાતુન બેગમ સાથે થયાં હતાં. બાવા ફરીદ સાહેબ શાહી ખાનદાનના હતા, અને વળી રાજ્ય વઇભવને તુચ્છ ગણી ખુદાની બંદગીમાં નીમગ્ન રહી મહાત્માની પદવીએ પહોંચ્યા હતા તેથી દીલ્હીના બાદશાહે આકર્ષાઈ આ લગ્ન કરી આપ્યાં હતાં.

## હજરત અલી એહમદ સાબીર સાહેબ ચીસ્તી.

હજરત બાવા ફરીદ સાહેબનાં બહેન બીબી હાજરા બેગમના લગ્ન હઝરત પીરાનપીર સાહેબના પુત્ર હઝરત અબદુરરહીમ સાથે થયાં હતાં. બીબી હાજરા બેગમના પેટે હીજરી સન ૫૯૨ માં એક દીકરાનો જન્મ થયો જેનું નામ હજરત અલી એહમદ સાબીર પાડવામાં આવ્યું. જ્યારે અલી એહમદ સાબીર પાંચ વરસના થયા ત્યારે તેમના પીતા હઝરત અબદુરરહીમનો સ્વર્ગવાસ થયો જેથી તેમનાં માતુશ્રી તેમને લંઈ પોતાના ભાઇ બાવા ફરીદ સાહેબના ત્યાં આવ્યાં. ત્યાં કેટલાક દીવસ રહયા પછી તેમને પોતાના સસરા ગુજરવાની ખબર મળી તેથી તેઓ અલી એહમદને પોતાના ભાઇને હવાલે કરી પાછા બુગદાદ ગયાં. હઝરત સાબીર સાહેબ પોતાના મામાને ત્યાં ગરીબોને ખોરાક વહેંચવાનું એટલે લંગરખાનાનું કામ કરવા લાગ્યા. પોતાના મામા સાથે રહેવાથી તેમનું ચિત્ત પણ માયાથી મુકત થઇ બ્રહ્મજ્ઞાન તરફ ખેંચાવા લાગ્યું તેથી તેઓ પોતાનાં મામા બાવા ફરીદના મુરીદ (શીષ્ય) થયા. તેઓ આખો દિવસ બારણા બંધ કરી કોટડીમાં માલીકનું ધ્યાન ધરી આરાધના કર્યા કરતા

હતા. પણ જ્યારે લંગરખાનાનો વખત થતો કે ઝટ બહાર આવતા હતા. તેમનું ધ્યાન માલિકથી લાગેલું હતું. જે કોઇ તેમના ધ્યાનમાં વિક્ષેપ કરતું તેને કાંઇને કાંઈ નુકસાન પહોંચ્યા વગર રહેતું નહી. તેમના લગ્ન બાવાફરીદ સાહેબનાં પુત્રી બીબી ખતીજા બેગમ ઉર્ફે શર્ફુન્નીસા સાથે-થયાં હતાં પણ એ બાઇ વધારે જીવવા પામ્યા ન હતાં. આવી રીતે હઝરત પીરાન પીર સાહેબના અને હઝરત બાવાફરીદ સાહેબના ખાનદાનમાં પ્રથમથી સગપણ ચાલ્યું આવતું હતું. હઝરત અલી એહમદ સાબિર લંગરખાનાનુંજ કામ કરતા હતા, અને તે પોતાના પીર (ગુરૂ) તરફથી સોંપાએલું હોવાથી તેને એટલું બધું અગત્યનું ગણતા હતા કે તેમના માતુશ્રી ગુજરી ગયાં તોપણ બાવા ફરીદ સાહેબની રજા સિવાય તેને છોડી તેમની મૈયતમાં પણ ગયા નહી. બધા થઇને હઝરત સાબિર ૨૭ વરસ સુધી હઝરત બાવાફરીદ સાહેબની સેવામાં રહ્યા અને સારો યોગાભ્યાસ કરીને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું.

## હઝરત ખ્વાજા નિઝામુદીન ઓલીઆ સાહેબ ચીશ્તી.

સુલતાનુલ મશાયખ હઝરત ખ્વાજા નિઝામુદીન ઓલીઆ ચીસ્તી જેમની દરગાહ દિલ્હીમાં છે તેઓ પણ હઝરત બાવા ફરીદના મુરીદ હતા. તેમની દરગાહ હાલમાં પણ ઘણીજ પ્રખ્યાત છે, અને દુર દુરથી લોકો ત્યાં જ્યારત માટે આવે છે. હઝરતનો જન્મ હીજરી સંન ૬૩૪ ના સફર માસમાં એટલે ઈ. સ. ૧૨૩૬ ના અકટોબર મહીનામાં બદાયુન શહેરમાં થયો હતો. તેમના પીતાનું નામ સૈયદ એહમદ હતું. નિઝામુદીન સાહેબ પોતાના સમયમાં એવા

ભારી મહાત્મા ગણાતા હતા કે મોટા મોટા બાદશાહો પણ તેમના દર્શન માટે જતા હતા. તેમના શિષ્યોમાં તે વખતના મહાન રાજ્ય કવિ અમીર ખુસરૂ પણ હતા. તેઓ કાવ્યમાં ઘણાજ પ્રવીણ હતા. હઝરત નિઝામુદીન સાહેબ ઘણું મહાત્મય મેળવી હી. સ. ૭૨૫ ના રબીઉલ અવ્વલ માસની ૧૮ મી તારીખે ઇ. સ. ૧૩૨૫ ના અપ્રેલની તા૦ ૩ જી ને બુધવારે આ દુનીયાથી ઉઠી ગયા. કવિ અમીર ખુસરૂ એવા વિદ્વાન હતા કે તેમણે (નવ્વાણું) ૯૯ ગ્રંથો લખ્યા છે. આ મહાન કવિનો જન્મ હી. સ. ૬૫૧ ઈ. સ. ૧૨૫૩ માં પત્યાલામાં થયો હતો. તેમના પીતાનું નામ અમીર મહમુદ સૈફુદીન હતું. તેમણે બલ્ખ શહેરમાંથી હિંદુસ્તાનમાં આવી પત્યાલામાં મુકામ કર્યો હતો. હઝરત ખ્વાજા નિઝામુદીન ઓલીઆ સાહેબના સ્વર્ગવાશ પછી ૭ મહીને હી. સ. ૭૨૫ ના રમજાન ઈ. સ. ૧૩૨૫ ના સપટેમ્બરમાં કવિ ગુજર્યા હતા. તેમની કબર પણ ત્યાં આગળ પોતાના પીરના કદમોમાં છે.

## હઝરત બદરૂદીન સુલેમાન સાહેબ ચીસ્તી.

હઝરત બાવા ફરીદના ફરજંદ મહમુદ બદરૂદીન સાહેબ હઝરત અલ્લી એહમદ સાબીરના હાથથી મુરીદ થયા અને કાદરી ખાનદાન તથા ચીસ્તી ખાનદાન એ બંનેની ન્યામત તથા ખીલાફત મેળવી. હઝરત બદરૂદીનના લગ્ન સૈયદ નઇમુદીનની એક સઆદત બેગમ નામની પુત્રી સાથે હી. સ. ૬૪૮માં થયાં હતાં. હઝરત સાબીરે જ્યારે બદરૌદીન ને મુરીદ કર્યા ત્યારે દીલ્હીના બાદશાહ સુલતાન અલ્તમશે પોતાના નવાસાને એક મહાન મહાત્માના હસ્તે પ્રસાદ મળતો જોઇ ખુશી થઇ તે અવસર ઉપર ખર્ચ કરવા સારૂ પચાસ હજાર રૂપીઆ

આપ્યા પણ બાવા ફરીદ સાહેબે તે રૂપીઆ ગરીબ ગરબાઓમાં વહેંચી અપાવ્યા. આ બદરોદીન સાહેબની ઓલાદમાં ઘણા મહાત્માઓ થયા છે.

હઝરત બાવા ફરીદ સાહેબે, છેવટે પંજાબમાં આવેલા અજોધન શહેરમાં મુકામ કર્યો અને સુલુક (વેતાંત) નાં માર્ગનો બોધ કરી હજારો લોકોનું કલ્યાણ કર્યું. તેમનો ત્યાં મુકામ થયા પછી એ શહેરનું નામ પાક પટ્ટન પાડવામાં આવ્યુ જે હજુ પણ જારી છે. તેઓ સાહેબનો ઓરસ મહોરમ મહીનાની ૫ મી તારીખે પાકપટ્ટનમાં થાય છે જ્યાં લાખો માણસો જ્યારત કરવા દુર દુર દેશોથી આવે છે. વળી હઝરત અલી એહમદ સાહેબનો ઓરસ પીરાન કલીયરમાં રબીઉલ અવ્વલ મહીનાની ૧૩ મી તારીખે થાય છે. પીરાન કલીયર સરહાનપુર જીલ્લામાં આવેલું છે. બાવા ફરીદ સાહેબ બ્રહ્મ જ્ઞાનમાં લીન રહેતા હતા. તેમણે ૪૮ વરસ સુધી અખંડ માલીકની બંદગી કરી અને મહાત્મય પામી હજારો લોકોનું કલ્યાણ કર્યું. દીલ્હીની રાજસાહેબી તેમની સેવામાં હાજર હતી પણ પોતે તેને તુચ્છ ગણી ફકીરીનો માર્ગ અખત્યાર કર્યો અને જીંદગીનો હેતુ સફળ કરી હી. સ. ૬૬૪ ના મહોરમ માસની ૫ મી તારીખે એટલે ઇ. સ. ૧૬૨૫ ના અકટોબર મહીનાની ૧૭ મી તારીખે ૯૯ વરસની ઉમરે મહાપદને પામ્યા.

મી. નાઈટીંગેલ નામના યુરોપીયન ઓફીસર ઇ૦ સ૦ ૧૯૧૧ ના નવેમ્બરના પાલમાલ ગેઝેટ માસિકમાં લખે છે કે "પાકપટ્ટન શહેર જેનું અસલ નામ અજોધન હતું તે ૨૩૦૦ વરસથી ઈતીહાસમાં જાણીતું છે અને છેલ્લાં આડસો વરસથી તો તે એક મહાન પીરની પવિત્ર જગા તરીકે મુસલમાનોમાં વધારે પ્રખ્યાત છે.

જમાનામાં નામ કહેવાડવાને નીર્માણ થયેલા એક મહાત્મા પીર ઈ. સ. ૧૧૭૦ ના અરસામાં દુનીઆમાં પ્રગટ થયા. તેમનું નામ બાવા શેખ ફરીદુદીન શકરગંજ હતું. ઇસ્લામના મહાત્મા તરીકે તેમનો મરતબો તે વખતે સૌથી ચહડીઆતો હતો. તેમના શબને અજોધનમાં દફનાવવામાં આવ્યું છે, કારણ કે એ જગા એમને ઘણી પસંદ હતી. શુધ્ધ રહેવું, રોજા રાખવા, અને યોગ કરવો એ બાબતો પુર્વ તરફના ધર્મમાં સાથે સાથે હોય છે, તેમ તે વખતે પણ બાવા ફરીદ શકરગંજ ઉપલી બાબતમાં સૌથી આગળ વધેલા હતા. તેમણે એટલા બધા રોજા રાખ્યા હતા કે કહે છે કે ત્રીસ વરસ સુધી તો તેમણે મ્હોડે અન્ન અડકવા દીધું ન હતું. તેમની દરગાહ આગળ એક દરવાજો છે જેનું નામ જન્નતી દરવાજો છે. આ દરવાજા માટે એવી માન્યતા છે કે જે કોઇ એમાં થઇને પસાર થાય છે તે જન્નતમાં જવાને ભાગ્યશાળી થાય છે.

## હઝરત પીર સલીમ સાહેબ ચીશ્તી.

પીર હઝરત શેખ સલીમ ચીસ્તી પણ આજ ખાનદાનના એક મહાત્મા થઇ ગયા છે જેમના ચમત્કારોનું વર્ણન ઠેરઠેર જોવામાં આવે છે. "હિંદની યાત્રા" નામના પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે અકબરનું વય આસરે ૩૦ વરસનું હતું ત્યારે એટલે ઈ૰ સ૰ ૧૫૭૩ના અરસામાં ફતેહપુર સીકરીનો પાયો નાખવાનો આ પ્રસંગ બન્યો હતો. એ વેળાએ પુત્ર મેળવવાની આતુરતામાં અજમેરના પ્રસીદ્ધ હઝરત ખ્વાજા સાહેબની યાત્રાએ તે ગયો હતો. મુસલમાન પીર, સાંઇ, સાધુઓ, ઓલીઆઓમાં એ ખ્વાજા પીરની દરગાહ હિંદમાં અતિ સુપ્રસીદ્ધ છે. અને આજે પણ તેમના ઓરસમાં

હિંદના અસંખ્ય મુસલમાનો, હિંદુઓ સર્વે ભાગ લે છે. દેવદેવી કે પીર ઓલીઆની માનતા–બાધા–આખડી રાખનારને કોઈ પણ એક પ્રકારનો નિયમ પાળવો પડે છે. તે પ્રમાણે અકબરે આગ્રાથી અજમેર સુધી પગે ચાલતા જવાની બાધા રાખી હતી. તે પોતે એક ઘણો સરસ ચાલનાર હતો. દિવસમાં પગ ઉપર તે ત્રીસ ચાલીસ માઈલ જેટલું ચાલી શકતો હતો.

પરંતુ તેનો જનાનો આગ્રેથી અજમેર સુધીનો ત્રણસો પચાસ (૩૫૦) માઈલનો તફાવત તેટલી ઝડપે ચાલી શકે તેમ ન હતું. અકબરે લીલી સુકી જોઇ હતી, એટલે તેના પગને ખડબચડી અને કાંટા કાંકરાવાળી જમીનની પરવા ન હતી, પણ તેની બેગમોના પગ તેટલા સખત ન હતા. તેમને માટે રસ્તો સાફ કરવો, રસ્તામાં જાજમો પાથરવી, પુરૂષ વર્ગની તેમના પર દ્રષ્ટી પડે નહિ માટે બે બાજુએ કનાતો બાંધવી, આદી આદી સગવડ સાથે રોજના છ માઇલથી વધારે મુસાફરી થઈ શકે તેમ ન હતું. વળી જ્યાં જ્યાં બાદશાહે મુકામ કર્યો હોય ત્યાં ત્યાં પાકી બાંધણીના ઉંચા બુર્જો પણ બાંધ્યા હતા. આવા ઠાઠથી ચાલતી સવારી અઢી ત્રણ માસે અજમેર શરીફ પહોંચી. અકબરે પીરની દરગાહને નમન કરી પ્રાર્થના કરી પોતાની ઇચ્છા તૃપ્ત કરવા પીરને વિનંતિ કરી. અઉલીઆએ તેની વિનંતી સાંભળીને રાત્રે સ્વપ્નામાં દર્શન દઇ સીક્રી ગામની પાડોશમાં આવેલા ડુંગરની એક ગુફામાં ૮૬ વરસની વયના જે પીર રહેતા હતા તેમની પાસે જવાની સુચના કરી. અકબરે તે સુચના સ્વીકારી સીક્રી પ્રતિ પુનઃ પરાયણ કર્યું. અકબર સીક્રીના પીરને મળવા કેમ આવ્યો.તે સંબંધે આ એક વાત છે. બીજી વાત એવી

કહેવામાં આવે છે કે ગુજરાત ખાનદેશ, અને માલવા તરફ બળવો કરીને નાસી ગએલા ઉમ્રએકો ઉપર વીજય મેળવીને અકબર પાછો ફરતો હતો ત્યારે તેની સેનાએ સીક્રીના ડુંગરની તળેટીમાં મુંકામ કર્યો હતો.

સીક્રીના ૮૭ વરસના અતી વૃદ્ધ પીર ઓલીઆ શેખ સલીમની અદભુત શકતીની વાત આસપાસના ગામોમાં ચાલી રહી હતી તેના તે સાંભળવામાં આવી. પુત્ર કામનાવાળો અકબર તે સાંભળીને સેખને મલવાને ગયો. અને શેખ તેને આશીરવાદ આપી પોતાની પાસે રહેવાનું કહ્યું. અકબરે પોતાના જનાના સાથે ત્યાં મુકામ રાખ્યો અને સુભાગ્યે તેની હીંદુ બેગમ–જોધબાઈ (જોધપુરના રજપુત કુટુંબની તે રાજપુત્રી હતી જેને કેટલાકો મરીયમ કે મીરીયમને નામે ઓળખાવે છે તે) ને પેટે એક પુત્રનો જનમ થયો. જનમ વળાએ જોધબાઇને શેખની ગુફામાં લઈ જવામાં આવી હતી. જે પુત્ર જનમ્યો તેનું નામ શેખના નામ ઉપરથી "સલીમ" એવું પાડ્યું. જે સ્થાનમાં ગુફામાં જોધબાઇએ સલીમનો જન્મ આપ્યો તેજ સ્થાન ટેકરીની પશ્ચીમ બાજુએ મસજીદની બાજુમાં બીસમાર હાલતમાં બતાવવામાં આવે છે. પણ તેની અંદરની બાજુએ કોઇને લઈ જવામાં આવતો નથી.

ફતેહપુર સીક્રીમાં એક મસીદ અકબરે પોતાના ગુરૂ (પીર) શેખ સલીમ ચીસ્તીના માનમાં બાંધી હતી. ખુદ મસીદના ત્રણ ભાગ છે. મધ્ય અને મુખ્ય ભાગે જાળીવાળો પડદો છે. અને તેના ફ્રિ.ર ઈ૰ સ૰ ૧૫૭૧ મા મસીદ પુર્ણ કર્યાની તારીખ છે. ચારે બાજુએ સ્થંભોની હારની હાર લાગી રહી છે. એ સ્થંભોનો ધાટ હીંદુ અથવા

જાઇન શઇલીનો છે, પણ ઉપરની કમાનો સારાસાની ઘાટની છે. દુરથી આ દેખાવ ઘણો મનહર લાગે છે. આ મનહરતા તેના સઉંદર્ય, સાદાઈ, શાનતી, અને ચીત્ર કામની શઇલી અરબી મસીદોને મલતી આવે છે તેથી તેને મકકાની મસીદનો નમુનો કહયો છે. મસીદને દરેક છેડે પાંચ ઓરડાઓ મુલ્લાંઓ માટે છે અને જનાના માટે ઉપર જરૂખાઓ છે. આ ચોગાનની ત્રણ બાજુએ મોલવીઓ અને શીષ્યોને રહેવા માટે સંખ્યાબંધ ઓરડાઓ છે.

આ મસીદની મધ્યમાં ૧૦૮ વરસની મોટી વયે સ્વર્ગવાસ પામેલા સીક્રીના પ્રસીધ્ધ અઉલીઆ શેખ સલીમ ચીસ્તીનો મકબરો છે. નીર્મળ શ્વેત આરસનો તે બાંધેલો છે. રાતા પત્થરના મકાનમાં તે મકબરો આંખને ઝંખવી નાખે તેવો છે, આંખને ઉડીને વળગે છે. આરસના પત્થરોમાં કોત્રી કહાડેલી ચોરસ જાળીઓ અને તેના ઉપર ગોઠવેલી સારાસાની ઘાટની જાળીઓને આરસના સ્થંભોના ચોકઠામાં જડી દઇને માથા ઉપર લાંબા છજાંઓ કહાડયાં છે જે હિંદુ મંદીરના ઘાટનાં છે. અને મધ્યમાં મોટો ગુંબજ છે. પગથી તે માથા સુધી સ્થંભોમાં કોતરકામ ઘણી નાજુકાઇથી કરેલું છે. અંદર પ્રવેશ કરીએ એટલે ચીસ્તીની કબરની ચારે પાસ એવી જાળીવાળી બીજી ભીંત આવે છે. એ ભીંતમાં મોતીની છીપો જડેલી છે અને અંદરના ઓરડામાં ચાદરથી ઢાંકેલી કબર છે અને તેની ઉપર ફુલો પાથરેલાં હોય છે. આ કબરને માથે છત્રી છે કબરપર અને છત્રીપર મોતીની રંગબેરંગી છીપોથી કરેલું કામ અદભુત છે. મારી જાણ પ્રમાણે એ કામની જગતમાં એક પણ જોડી નથી. એ ખુણાપરનો ભાગ કંઇક ખંડીત થએલો તે લોર્ડ

કરઝને યથાસ્થિત કરાવવાને પ્રયત્ન કરેલો પણ અસલની બરાબર સફાઈદાર છીપો બેસાડી શકાઇ નથી. આ ઓરડામાં એક દીવાના પ્રકાશ કરતાં રંગબેરંગી છીપોમાંથી મેઘ ધનુષ્યના રંગ જેવા પ્રકાશ માન કિરણો અસંખ્યાત વરસી રહે છે. એવી ખુબી છે. આ પીરની માનતા હિંદુઓ અને મુસલમાનો પુત્રની ઇચ્છાથી રાખે છે એમ નથી, પણ વાંઝણી યુરોપીયન બાઇઓ પણ મુલ્લાં મુજાવર પાસે છોકરાઓની આશાએ દોરા બંધવવાને અને મંત્ર ફુંકાવવાને હાથ ધરવા આવે છે, અને પોતાની માનતાની યાદમાં ચીંદરડીઓ બાંધી જાય છે. આ સ્થાનમાં કોઇ પણ નાતજાતનો ભેદ મનાતો નથી. શેખ સલીમ ચીસ્તીની નજરમાં રાજા ને રંક હીંદુ અને મુસલમાન સર્વ સરખા છે. આ દરગાહની બાજુમાં એક બીજો સારો મકબરો શેખના પૌત્ર નવાબ ઇસ્લામખાનને માટે સંગેમરમરનો બાંધેલો છે. એ મકબરામાં પણ શેખના કુટુંબની સ્ત્રીઓ માટે એક જનાની રોજો બાજુમાં છે ત્યાં તેમની કબરો છે.

માંગરોલની પીરની ગાદીવાળા પીરજાદાઓ આ ઉપર જણાવેલા ચીસ્તી મહાત્માઓના ખાનદાનના છે. ગુજરાતમાં વડોદરા અને મુંબઈ વચ્ચે ચીસ્તીઆ સંપ્રદાયની જાણીતી ગાદી આ એકજ છે. અને એ ગાદીના આજે હજારો મુરીદો (સેવકો) છે. [૧]

તે ઉપરાંત માંગરોલની ગાદી સાથે એટલા બધા વર્ગો અને સંસ્થાઓને સંબંધ છે કે જેનું વર્ણન કરવા બેસીએ તો એક જબરૂં પુસ્તક ભરાય પણ તેની અત્રે જરૂર જણાતી નથી. તોપણ એક

---

૧ ઉપલા મહાત્મા પીરોની આ હકીકત ઈ. સ. ૧૯૧૯ ના જાનેવારી માસની તા. ૧૧ ના અંકમાં "સાંજ વર્તમાન"માં છપાએલી છે.

વાત જણાવવાની એ છે કે **પીર મશાયખ સાહેબ ચિશ્તી** જેમની દરગાહ અંમદાવાદમાં છે અને જે મોમનાઓના પીર ગણાય છે તે આ પીર મોટામીયાં સાહેબના એક વડીલ પીર તાજુદીન સાહેબ સાલેહના મુરીદ અને ખલીફા હતા. તેઓ અમદાવાદ પાસેના જંત્રાલ ગામના રહીસ હતા. ઉમર લાયક થતાં તેઓ કડીમાં આવી પીર તાજુદીન સાહેબની સેવામાં રહ્યા હતા અને ત્યાંથીજ તમામ ઇલમ હાંસીલ કીધો હતો. એટલે પીર મોટામીયાં સાહેબ પીર મશાયખ સાહેબના પીરની ઓલાદમાં છે. આ હિસાબે જોતાં મોમના લોકો પણ આ ચિસ્તી ખાનદાનના મુરીદ ગણાય છે.

પાલણપુરની તવારીખ જે સૈયદ ગુલાબમીયાં સાહેબે લખેલી છે તેમાં જણાવવામાં આવ્યું છે કે મેહદવી લોકોના પેશવા **સૈયદ મોહંમદ જોનપુરી સાહેબ** ચિસ્તીઆ ખાનદાનથી નિસ્બત રાખતા હતા. આ સૈયદ મોહંમદ જોનપુરી સાહેબ આજથી લગભગ ચારસો વરસ ઉપર થઇ ગયા છે, અને આ પીર મોટામીયાં સાહેબના વડીલ હઝરત બાવા ફરીદ સાહેબ જે ચિસ્તી સિલસિલાના ખાસ મોટા બુજુર્ગ હતા તે સાડી સાતસો વરસ ઉપર થઇ ગયા છે. એટલે હઝરત સૈયદ મોહંમદ જોનપુરી સાહેબ ચિસ્તીઆ સિલસિલાથી નિસ્બત રાખનારા તરીકે એ બાવા ફરીદ સાહેબના ખલીફાઓના ખલીફાઓમાં ગણાય. તો આ હિસાબે મેહદવી ફિરકાના લોકો ચિસ્તી ખાનદાનના મુરીદ હોવાથી તેમને બાવા ફરીદ સાહેબ જે ચિસ્તી ખાનદાનના મોટા બુજુર્ગ હતા તેમની ઓલાદના લોકો જે માંગરોળમાં છે તેમને માનવા પડે અને તેથીજ તેઓ એ પીર સાહેબને માને છે.

**સૈયદ અમન સાહેબ** જે નિરાંત ભગતના ગુરૂ હતા તેમના પીર દાદા કાયમદીન બાવા સાહેબ છે. નિરાંત ભગતે આખો નિરાંત પંથ ચલાવેલો છે તો એ પંથના લોકો પણ પીર કાયમદીન બાવા સાહેબને ગુરૂ તરીકે માને છે. પીર અમન સાહેબની દરગાહ પાલેજ પાસેના તેલોદ ગામે છે.

આ પ્રમાણે માંગરોલની ગાદી હઝરત બાવા ફરીદ સાહેબ જેવા એક મહાન બુજુર્ગની ઓલાદના બુજુર્ગોની હોવાથી ઘણા લોકો સાથે સંબંધ ધરાવે છે અને તેથીજ તેને માનનારાઓની સંખ્યા લાખોની કહેવાય છે. મુંબાઈ ઈલાકામાં સઉથી મોટામાં મોટી ચિસ્તીઆ ગાદી આજ છે આ ગાદીના મહાત્માઓથી લાખો માણુસોને ફાયદો પહોંચેલો છે અને હજુ પણ તેવું પરોપકારનું કામ ચાલુજ છે.

## પીર મોટામીયાં સાહેબની સાદાઈ.

પીર મોટામીયાંને પીર બડામીયાં સાહેબે ગુજરવાના બે વરસ અગાઉ ઇલમની કેટલીક ચીજો બક્ષીસ કરી હતી જે હાલ તેઓ હમેશાં પઢે છે. વળી પીર બડામીયાં સાહેબ દુનીયાથી ઉઠવાથી તેમની ઇચ્છા પ્રમાણે તેમની ઈલમની તમામ કીતાબો, તેમનો પોશાક, મુસલ્લો, તસબી, ખડામો,-પાવડીઓ તથા બીજી તેમની તમામ બુજુર્ગોની ચીજો પીર મોટામીયાં સાહેબને મળી છે જેનો તેઓ બુજુર્ગોના રીવાજ પ્રમાણે ઉપયોગ કરે છે. આ પીર મોટામીયાં સાહેબ માંગરોલની ગાદી ઉપર ત્રીજા મોટામીયાં છે.* ગાદીની ન્યામત તેમને મળ-

---

* પહેલા મોટામીયાં સાહેબ જેમણે માંગરોલમાં ગાદી કાયમ કરી તે, બીજા મોટામીયાં સાહેબ હાલના મોટામીયાં સાહેબના દાદા હતા તે, અને ત્રીજા મોટામીયાં સાહેબ હાલ ગાદીએ બેઠા છે તે પોતે.

વાથી તેમના આશિર્વાદ તથા તાવીજ લેવા દુર દુરથી લોકો આવે છે.

આ પીર મોટામીયાં સાહેબ ધર્મના એવા પાબંધ છે કે પોતે જાતમજુરી તથા મહેનત કરીને પોતાની જાત કમાઇથી પેદા કરી પોતાનું ગુજરાન ચલાવે છે, અને ઘણીજ સાદાઈથી રહે છે. પોતે જે જાત મહેનતથી કમાય છે તેનો ઘણો ભાગ એકલબારા તથા માંગરોલની દરગાહ પાછળ ખરચે છે અને તેથીજ એ દરગાહો સારી હાલતમાં છે. હાલ તેમણે એકલબારા વાળી દરગાહ ઘણા રૂપીયા ખરચી દુરસ્ત કરાવી છે અને તેની અંદર તથા આજુબાજુ પત્થર ચોડાવી એક નાનો કોટ પણ તૈયાર કરાવ્યો છે. એ દરગાહના કંપાઉન્ડ માટે એકલબારાના ભાયાત ખુમાનસીંગજી તથા તખતસીંગજીએ દરગાહને લગતી કેટલીક જમીન પીર સાહેબને બક્ષિસ આપી છે, અને ત્યાં પીર સાહેબ એક ચાલી તૈયાર કરાવી છે. વળી ત્યાં દરગાહ આગળ એક મસ્જીદ પણ તૈયાર કરાવી છે.

જેવી રીતે પ્રથમ પીર બડામીયાં સાહેબ પાસે લોકો તાવીજ અને દુવા લેવા આવતા હતા એવીજ રીતે હાલ પીર મોટામીયાં સાહેબ પાસે આવે છે. તેઓ કોઇને પાછા કહાડતા નથી. તેઓ ગરીબો સાથે ઘણી મહોબત રાખે છે અને તેમનું કામ પહેલું કરી આપે છે. જે માણસ તેમને ત્યાં જાય છે તેમની તેઓ સારી રીતે બરદાસ રાખે છે અને ગરીબ હોય તો તેને તાવીજ ઉપરાંત કેટલીક વખત રસ્તાની ખરચી સુદ્ધાં આપે છે. હાલ તેમનો મુકામ ઘણે ભાગે સુરતમાં રહેતો હોવાથી રેલ્વેની અને ટાઇમની સગવડને લીધે ઘણાં માણસો દરરોજ તેમની પાસે જાય છે. કોઇ દિવસ એવો

જતો નથી કે તેમના ત્યાં મહેમાનો ન હોય. કોઇ કોઇ વખત તો તીસ તીસ ચાલીસ ચાલીસ માણસોની પણ ભરતી થઇ જાય છે જે બધાનો ખરચ પીર સાહેબ ઉપાડે છે. તેઓ હંમેશાં પરોઢીએ ઉઠી ખુદા તાલાની બંદગીમાં બેસે છે અને સવારના આઠ વાગ્યા સુધીમાં પોતાનો વજીફો પુરો કરે છે. તે પછી આવેલા લોકોને તાવીજ બનાવી આપે છે.

આ પ્રમાણે ઘણો ખરો વખત તેઓ પઢવામાં અને ઈબાદતમાં ગુજારે છે. તેમને યોગનો અભ્યાસ પણ સારો છે. દુનિયામાં રહીને દુનિયાના કામકાજ ઉપરાંત ખુદાની આવી ભકતી કરવી અને સાથે સાથે મખલૂક—જનસમાજની ખીજમુત કરવી એ કાંઇ ઓછું કહેવાય નહીં. કોઇ પણ જાતની લાલચ વગર લોકોનું કામ કરવું, પોતાના ખરચે તેમની ખાવા પીવાની તથા સુવા બેસવાની સગવડ કરવી, અને તેમની ઉઠવેઠ કરવી એ તો આ દુનિયામાં કોઇકજ કરી શકે, કાંઈ બધાથી હમેશાં થાય નહીં. આ વાત જે લોકો તેમના ત્યાં જાય છે તે સારી રીતે જાણે છે કે ત્યાં હમેશાં આવો મામલો જારી છે. તેમનો પોશાક સાદો, તેમની રીતભાત સાદી, તેમની રહેણી સાદી, તેમની બોલી સાદી, તેમનો ખોરાક સાદો, બલકે તેમની તમામ ચીજ સાદીજ જોવામાં આવે છે. તેઓ માનની કે ઈજતની ખાએશ રાખતા હોય એમ નથી. જેને તેઓ તાવીજ આપે છે તેને સવા મહીના સુધી નમાજ પઢવાની પોતે ફરજ પાડે છે. સવા મહીનો નમાજ પઢી એટલે માણુસ હમેશને માટે નમાજ પઢતું થઇ જાય છે. આ પ્રમાણે તેમની કોશીશથી હજારો માણસો નમાજ પઢતા થઇ ગયા છે, અને નમાજની તથા તેમના તાવીજની બરકતથી હજારો લોકોને ફાયદો પહોંચે છે.

# "સયાજી વિજય" શું કહે છે.

વડોદરાનું પ્રખ્યાત પેપર "સયાજી વિજય" પોતાનું એક સાલનું ભેટનું પુસ્તક પીર સાહેબને અર્પણ કરતાં તેમાં લખે છે કે "નવસારી પ્રાંતમાં ભરૂચ અને સુરત વચ્ચે આવેલ માંગરોલની પીરની ગાદીવાળા જનાબ પીર મોટામીયાં સાહેબના ઘણા મુરીદો (સેવકો) આ રાજ્યમાં હોઇ તેમનું કુટુંબ લાંબા વખતથી આ ઇલાકામાં પ્રખ્યાત છે. તેમની ગાદી હેઠળ લગભગ હજારો મુરીદો છે. તેઓના વડીલો અસલ અરબસ્તાનના વતની હોઇ લોકોના આગેવાન હોવાથી સારો મરતબો ભોગવતા હતા. તેમના વંશજો હિંદુસ્તાનમાં મુગલ બાદશાહત સ્થાપાઇ તે પહેલાં પંજાબમાં આવી પછી ગુજરાતમાં પાટણ અમદાવાદ, કડી વગેરે સ્થળે આવ્યા હતા."

"પીર મોટામીયાં સાહેબનો જન્મ આ રાજ્યના કડી કસ્બામાં થયો હતો. તેમના પિતા પીર કાયમદીન બાવા સાહેબે× નાનપણમાંથીજ તેમના વિદ્યાભ્યાસ તરફ લક્ષ આપ્યું હતું. પીર કાયમદીન બાવા સાહેબ ઘણા સાદા અને મળતાવડા સ્વભાવના હતા. તેઓ પોતાના પીરજાદાને ઉત્તમ અને સંગીન કેળવણીમાં પ્રવીણ થયેલા જોવાને ઘણા ઉત્સુક હતા. તેમણે પીરજાદા મોટામીયાં સાહેબને બી. એ. સુધી અભ્યાસ કરાવ્યો હતો, અને વળી ગુજરાતી, ઉર્દુ, ફારસી વગેરેની પણ

---

× આ કાયમદીન બાવા સાહેબ બીજા કાયમદીન બાવા છે. પહેલા કાયમદીન બાવા બસો વરસ ઉપર થઇ ગયા છે. તેમણે "નુરે રોશન" નામની કિતાબ બનાવી હતી. તેમની દરગાહ વડોદરા પ્રાંતના પાદરા તાલુકાનાં એકલબારા ગામે છે.

સારી કેળવણી આપી હતી. કડીના મુસલમાનોએ જનાબ પીરજાદા મોટામીયાં સાહેબને તેમની ઉંચી કેળવણી અને પ્રવિણતાના સબબે કડીના શહેર કાઝી ચુંટી કહાડયા હતા. હાલ તેઓ કડીના શહેર કાઝીનો હોદ્દો ધરાવે છે."

"તેમના પિતા તથા દાદાની હયાતીમાં તેઓ આ રાજ્યની નોકરીમાં ઈ. સ. ૧૯૦૭ માં જોડાયા હતા. અને તે પછી ટુંક મુદ્દતમાંજ સચીનના ના. નવાબ સાહેબે તેમના પોતાના રાજ્યમાં નાયબ દીવાન તરીકે માગણી કરી હતી. હજુરશ્રીની મંજુરી મળવાથી ઈ. સ. ૧૯૧૦ માં સચીન સ્ટેટમાં નાયબ દિવાન નિમાયા હતા. ના. નવાબ સાહેબના સારા વલણથી ઉત્તેજીત થઈને તેમણે ત્યાં સારૂં કામ કરી બતાવી કીર્તિ પ્રાપ્ત કરી છે. એમના સારા કામથી ના. નવાબ સાહેબનો તેમની ઉપર સારો ભાવ વધ્યો હતો. તેમનો જોખમદારી ભર્યો હોદ્દો અને કામનું ભારણ છતાં પોતાની ફરજ સંપુર્ણ રીતે બજાવવા ઉપરાંત વખત મેળવીને "રસુલે અરબી (હઝરત મોહંમદ પેગંબર સાહેબના જીવન વૃતાંતનું પુસ્તક) સારા પાયા ઉપર બહાર પાડી પીર તરીકેની પોતાની ખરી ફરજ બજાવી છે. આ પુસ્તક પાછળ જેટલી મહેનત લેવામાં આવી છે તેટલુંજ તે લોકમાન્ય થયું છે. મોટા મોટા વિદ્વાનોએ એકે અવાજે વખાણ્યું છે. તેઓએ બીજાં પુસ્તકો પણ પ્રગટ કર્યાં છે અને હજુ પણ તે પ્રયાસ જારી છે."

"તેઓ સાહેબ સુન્ની પંથના અને ચિસ્તિયા સંપ્રદાયના પીર ગણાય છે. અને અજમેરના ખ્વાજાપીર, દીલ્લીના કુત્બુદ્દીન પીર, પીરાન કલીયરના અલી અહમદ સાબિર પીર, દીલ્લીના નિઝામુદ્દીન ઓલીયા વીગેરે એવા એવા ચિસ્તીયા સંપ્રદાયના મહાત્માઓને

માનનારા લોકો પીર મોટામીયાં સાહેબની ગાદીને માને છે, કારણ કે આખા રાજ્યમાં ચિસ્તીયા સંપ્રદાયની ગાદી આ એકજ છે."

"ગયા ફેબ્રુઆરી માસમાં પીર બડામીયાં સાહેબના જન્નત-નશીન થવાથી માંગરોલની ગાદીનો તમામ વહીવટ જનાબ પીર મોટામીયાં સાહેબે પોતાને હસ્તક લીધો છે. એ વહીવટ હસ્તક લેતી વખતે દબદબાભરી ધાર્મિક ક્રિયા થઈ હતી અને તેઓ સાહેબને એ પવિત્ર ગાદીનો વહીવટ સોંપાયો હતો."

"પીર મોટામીયાં સાહેબે ગાદીના સજ્જાદાનશીન થતાંજ તેમને પોતાના તમામ મુરીદો અને એ ગાદીને ભકિત ભાવથી માન-નારાઓ તથા લાગતા વળગતાઓને નોતરી ગયા એપ્રીલ મહીનામાં માંગરોલમાં એક જગમેળો કર્યો હતો, જેમાં દસ બાર હજાર માણસો ભેગાં થયાં હતાં. લોકો કહે છે કે માંગરોલમાં આજ સુધી એવો જગમેળો કોઇ વખત થયો નથી. એ જગમેળામાં જનાબ પીર સાહેબે લોકો પ્રત્યે જે પ્રીતીભાવ અને મિલનસારપણું દેખાડયું હતું, તેથી ચોગરદમ તેમની તારીફ થઇ હતી. તેમણે આ જીલ્લાના લોકોનો ઘણો અનુભવ મેળવ્યો છે, તેમ તેઓ ગુરૂ-પીર તરીકેનું પોતાનું જોખમ પણ સારી પેઠે સમજે છે."

"હિંદુ અને મુસલમાનો હવે એકજ દેશની પ્રજા હોઇ તેઓ વચ્ચે ઐકય વધારવાની જરૂર છે. ધર્મગુરૂઓ તે કામ બીજી કોઈ પણ વ્યકિત કરતાં સારૂં કરી શકે. પણ હાલના ધર્મગુરૂઓનો મોટો ભાગ કે જે ધર્મનાં તત્વોથી તથા જમાનાની જરૂરીઆતથી અજ્ઞાન અને મોજ શોખી જીંદગી ગાળનારો છે, તે તેમ કરી શકે તેમ નથી."

"જનાબ પીરજાદા એક ધર્મગુરૂ છતાં ધર્મનાં તત્વોથી તેમ આધુનિક અંગ્રેજી કેળવણીથી સંસ્કૃત હોવાથી આપણે તેમનામાં એવી આશા–હીંદુ મુસલમાન વચ્ચેના મતફેર દુર કરી તેમને એક દેશની એક પ્રજા બનાવવાની આશા રાખીએ તો તેમાં કાંઇ ખોટું નથી. વૈષ્ણવ ધર્માચાર્ય સ્વર્ગસ્થ શ્રીમાન દેવકીનંદજી મહારાજ અને નામ૦ આગાખાનની માફક સ્થળે સ્થળે ફરી તેવાં ભાષણો વગેરે આપી તે હેતુ સિદ્ધિએ પહોંચાડવા માટે જનાબ પીર સાહેબ એક યોગ્ય પુરૂષ હોવાથી સર્વ શકિતમાન પ્રભુ તેમને બળ અને દીર્ઘાયુ બક્ષે એવી અમારી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે." * વિગેરે "સયાજી વિજય"ના અધિપતિએ લખ્યું હતું.

—o—

## ગુજરાતમાં મોટામાં મોટી ગાદી.

છેલ્લા માંગરોલના ઉરસમાં ગાદીએ આવ્યા પછી પીર મોટા મીયાં સાહેબે કેવી કુશળતા બતાવી છે અને કેવી ઉમદા વ્યવસ્થા કરી છે તેનું વિવેચન કરતાં મુંબઇના પ્રખ્યાત પેપર "અખબારે

---

* આ લેખ ઈ૦ સ૦ ૧૯૧૭માં લખાયો હતો. આ પીર મોટામીયાં સાહેબના દાદાનું નામ પણ મોટામીયાં સાહેબ હતું. તેમના લગ્ન વીરમગામવાળા લાલપીર સાહેબના બહેન સાથે થયાં હતાં. હાલના પીર મોટામીયાં સાહેબનાં લગ્ન પણ લાલપીરની દીકરીની દીકરી સાથે થયાં હતાં. તેમને નીજામુદીન નામના એક દીકરા છે જેમની ઉમર હાલ તેવીસ વરસની છે. આ નીજામુદીનની શાદી ઈ. સ. ૧૯૨૫માં લાલપીરના ભત્રીજા દાદામીયાં સાહેબની દીકરી જોડે થઇ છે.

ઇસ્લામે" દર્શાવી હતી કે "માંગરોલ ગામમાં પીર મોટામીયાં સાહેબનો ઉરસ ગયા માસમાં મોટી ધામધુમથી શરૂ થયો હતો. જાનેવારીથી દુકાનો આવવા લાગી હતી. આ વરસે સૌ કરતાં વધુ દુકાનો સુરત ભરૂચ વિગેરે જેવાં શહેરોમાંથી આવી હતી. સંદલના દીવસે માંગરોલમાં વસતા શેઠ ખુશાલચંદ ઓપાજીએ પીર બડામીયાં સાહેબની નવી દરગાહ ઉપર ચાંદીનો રૂ૦ ૧૫૦ ની કીંમતનો એક ભારે કળસ ચાંદીના પંજા સાથે ચડાવ્યો હતો. આ હીંદુ ગૃહસ્થને પીર સાહેબથી ઘણો ફાયદો પહોંચેલો કહેવાય છે. ઉરસને દીવસે સચીનના ના૦ નવાબ સાહેબ પોતાના અમલદારો તથા બીજા પચીસ માણસના રસાલા સાથે ફાતેહા માટે ઉરસમાં ભાગ લેવા માંગરોલ પધારી પોતાને માટે તૈયાર કરેલી કેમ્પમાં ઉતર્યા પછી તરતજ પીર સાહેબની દરગાહ શરીફમાં ફાતેહા માટે ગયા હતા, અને તેજ દીવસે તેઓ સાંજની ગાડીમાં વિદાય થયા હતા. અગર સ્વસ્થાનના ઠાકોર શ્રી ગંભીરખાનજી સરદારખાનજી સાહેબ તથા ઉંચાદના ઠાકોર શ્રી મહંમદમીયાં સાહેબ તથા અગર પાટવી કુંવર ઇબ્રાહીમખાનજી સાહેબ દસ બાર માણસોના રસાલા સાથે માંગરોલ કદમબોસી માટે પધાર્યા હતા. તેઓ ત્રણ દીવસ રહી વિદાય થયા હતા. પીર બડામીયાં સાહેબના સ્વર્ગવાસ પછી આ ઉરસનો બંદોબસ્ત પીર મોટામીયાં સાહેબે ઘણી બાહોશીથી કર્યો હતો. તેમણે ઉરસને ફતેહમંદ બનાવવા કોઈ પણ રીતની ખામી રાખી નહોતી. જે લોકો એમ ધારતા હતા કે પીર બડામીયાં સાહેબ પછી માંગરોલની ગાદી તેમની માફક કોઇ ચલાવી શકશે નહી તે પોતાની ગણત્રીમાં ખોટા પડયા છે. હાલ

પીર મોટામીયાં સાહેબના વખતમાં મોટી સંખ્યામાં મુરીદો ઉરસમાં ઉતરી પડયા હતા. ઉરસની વ્યવસ્થા એવી હતી કે દરેકના મ્હોડામાંથી તારીફ નીકળતી હતી. તેમણે અરબી, ફારસી, ગુજરાતી, સંસ્કૃત ઉપરાંત અંગ્રેજીનું પણ બી૦ એ૦ સુધીનું શિક્ષણ લીધું છે એજ બતાવી આપે છે કે તેઓ ગાદીની કિર્તી વધારતા જશે. તેમની રહેણી કરણી એવી તો સાદી છે કે લોકોનો તેમના તરફનો પુજ્ય ભાવ દિવસે દિવસે વધે એ દેખીતું છે. તેઓ પોતાના વજીફામાં એવા મકકમ છે કે તે અગીઆર વરસથી ખંડન થયો નથી.[૧] "

પીર સાહેબના ગાદીએ આવ્યા પછી શ્રીમંત ગાયકવાડ સરકારે તેમને હથીયાર અને દારૂગોળાના કાયદામાંથી મુકત કર્યા છે એટલુંજ નહીં, પણ તેમને દીવાની ફોજદારી કામોમાં કોરટમાં હાજર રહેવાની ફરજમાંથી પણ માફી આપી છે. અને વેલાછા અને વાંકળ એ બે મહાલો તોડી બંનેને એકત્ર કરી તેને "માંગરોલ તાલુકો" નામ આપ્યું છે અને માંગરોલને તાલુકાનું સદર સ્ટેશન બનાવી ત્યાં મહાલ કચેરીઓ તૈયાર કરાવી છે. આ પીર સાહેબ એવી પ્રતિષ્ઠા વાળા ગણાય છે કે નામદાર મહારાજા ગાયકવાડ જેવા બાહોશ રાજકર્તા પણ તેમને પોતાની મુલાકાતનો લાભ આપે છે. પીર મોટામીયાં સાહેબ કલીયર વાળા હઝરત અલાઉદ્દીન અલી એહમદ સાબિર સાહેબ તથા દીલ્લીવાળા હજરત નીજામુદીન ઓલીયાના પીરની

---

૧ જુઓ અખબારે ઇસ્લામનો તા. ૧૧ ફેબરૂઆરી ૧૯૧૬ ને શુક્રવારનો અંક પાના ૨. હાલ તો પીર સાહેબનો વજીફો ચોવીસ વરસથી ખંડન થયો નથી.

ઓલાદમાં છે તેથી સાબીરીઆ તથા નિઝામીયા સિલસિલાના લોકોના તેઓ પીર ગણાય છે. [૧]

## અજમેરી ખ્વાજા સાહેબ સાથે આ ગાદીનો સંબંધ.

ચિશ્તીયા સંપ્રદાયની આખા મુંબઇ ઇલાકામાં મોટામાં મોટી ગાદી તેમનીજ છે. પીર મોટામીયાં સાહેબ અનેક ધર્મોની માહીતી ધરાવે છે તથા સુલુક–વેદાંત તેમજ યોગવિદ્યામાં ઘણા કુશળ છે. તેઓ એક એવા મહાન તરીકા–સંપ્રદાયના પીર છે કે જે સંપ્રદાયને તેના મરતબાને લીધે દુનિયાના ૪૦ કરોડ મુસલમાનો માને છે એટલુંજ નહી, પણ બીજી સઘળી કોમોના હજારો લોકો માને છે. જે પંથને આટલા બધા લોકો માનતા હોય તેનું મહાત્મય કેટલું હોય તે સહેલાઇથી સમજી શકાય એમ છે. +આ સંપ્રદાયની મોટી દરગાહો અજમેર, દીલ્લી, પાકપટ્ટન, પીરાન કલીયર વિગેરે ઠેકાણે છે પણ મુંબાઇ ઇલાકામાં આ સંપ્રદાયની મોટામાં મોટી ગાદી માંગરોલમાં છે. આ પીર સાહેબ પીરાન કલીયરવાળા હજરત અલી એહમદ સાબિર સાહેબના પીરની ઓલાદમાં છે એટલે સાબિરીઆ "બજમે ચિસ્તિઆ" ના તે પીર થાય છે. વળી દીલ્લીવાળા હજરત નીઝામુદીન ઓલીયા મેહબુબ ઇલાહીના પણ તે પીરની ઓલાદમાં છે. એટલે નીઝામીયા સિલસિલાના લોકોના પણ તે પીર ગણાય છે. તે ઉપરાંત અમદાવાદ વાળા પીરજાદા સરદાર

---

૧ અમદાવાદ વાળા પીરજાદા સરદાર ફરીદમીયાં સાહેબ આ પીર સાહેબના સગા થાય છે. તેમજ અમદાવાદ વાળા શાહ વજીહુદીન સાહેબના હાલના સજ્જાદાનશીન સૈયદ બડા સાહેબ પણ આ પીર સાહેબના ભાણેજ થાય છે.

+ વડોદરાવાળા મીર સાહેબનું કુટુંબ તથા હામુમીયાં જામુમીયાં તથા રાધનમીયાંના કુટુંબના લોકો આ ગાદીને ઘણા માનતા હતા.

ફરીદમીયાં સાહેબના વડીલ હજરત નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વી સાહેબના પીરના પીર ( દાદાપીર )ની ઓલાદમાં છે, તથા ગુલબર્ગાવાળા હજરત ખ્વાજા બંદે નવાઝ ગેસુદરાજના મોટા દાદા પીરની ઓલાદમાં છે. હજરત નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વી એવા મરતબા વાળા ગણાતા હતા કે અમદાવાદ વાળા હજરત શાહ આલમ સાહેબ બુખારીના દાદા હજરત મખદુમ જહાનીઆ પણ તેમના મુરીદ હતા. પીર મોટામીયાં સાહેબના મોટા દાદા બાવા ફરીદ સાહેબ તો હજરત નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વીના પણ પીરના પીર હતા, તેથી તેઓ કેવા મરતબાવાળા હશે, તેનો સહેજે ખ્યાલ આવી શકશે. હજરત નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વીના મુખ્ય મુરીદ ખ્વાજા બંદે નવાઝ ગેસુ દરાજ હતા.[૧] હજરત બંદે નવાજ પોતે ખ્વાજા નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વીની સેવામાં રહી તેમની પાલખી ઉપાડતા હતા.[૨] ત્રીસ વરસ સુધી પાલખી ઉપાડીને તેમણે ન્યામત મેળવી હતી. એટલે હજરત બંદે નવાજ પીર મોટામીયાં સાહેબના મોટા દાદા હજરત બાવા ફરીદ શકરગંજ ચિસ્તીના ખલીફા (હજરત નીઝામુદીન ઓલીયા) ના મુરીદ (હજરત નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વી) ના મુરીદ હતા.

આ બધા મહાત્મા ચિસ્તી ખાનદાનના ગણાય છે. એ ચિસ્તી સંપ્રદાયના મૂળ પુરૂષ અજમેરવાળા પીર ખ્વાજા સાહેબ આજથી

---

૧ કડી કસ્બામાં જે પીરજાદાઓ રહે છે તે આ બંદે નવાજ ગેસુદરાજ સાહેબની ઓલાદમાં છે.

૨ કહે છે કે ચાલીસ હજાર સૈયદોએ હજરત નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વીની પાલખી ઉપાડી છે.

સાતસો વરસ પહેલાં મહાન હજરત મોહંમદ પેગમ્બર સલ્લમની બશારત પ્રમાણે "હીંદલ-વલી"નો ખીતાબ મેળવી હીંદુસ્તાનમાં પધાર્યા અને તેમણે ઈસ્લામનો પાયો નાખ્યો. "હીંદલ—વલી" નો અર્થ હીંદુસ્તાનના મોટા પીર એવો થાય છે. એટલે હીંદુસ્તાનના તમામ લોકોનું ગુરૂપદ તેમને મળ્યું હતું અને તેથીજ ચિસ્તી સંપ્રદાય હીંદુસ્તાનમાં રૂહાની-આત્મિક-ધાર્મિક શહેનશાહત ભોગવે છે. ખ્વાજા સાહેબ હીંદના શહેનશાહ ગણાય છે જે બિના જગ જાહેર છે. તેમના પછી તેમની જગાએ દીલ્લીવાળા ખ્વાજા કુતબુદીન બખતિયાર કાકી થયા જેમને ખ્વાજા સાહેબની તમામ ન્યામત મળી. ખ્વાજા કુતબુદીન પછી હાલના પીર મોટામીયાં સાહેબના વડીલ હજરત ખ્વાજા ફરીદુદીન (બાવા ફરીદ) શકરગંજ ચિસ્તી હીંદુસ્તાનની ધાર્મિક શહેનશાહતની ગાદીએ આવ્યા. આ પીર સાહેબને અજમેરવાળા ખ્વાજા સાહેબ તથા દીલ્લીવાળા ખ્વાજા કુતુબ સાહેબ એ બંનેએ પોતાની સઘળી ન્યામત આપી દીધી હતી. અને નાયબે હીંદલ-વલી બનાવ્યા હતા. બંને મહાત્માઓની ન્યામત મળવાથી હજરત બાવા ફરીદ સાહેબ ગંજે મખફીના એક અખુટ ખજાના રૂપ થઇ ગયા હતા. ઉપલા બંને મહાત્મા-પીર બુજુર્ગોના આ દુનીયાંથી ઉઠી ગયા પછી તે વખતે હજરત બાવા ફરીદ સાહેબ હીંદુસ્તાનની શહેનશાહી ગાદીએ આવી સૌથી મોટા મહાત્મા-કુતુબ-ગણાવા લાગ્યા. એક યુરોપીઅન લેખકે તેમના વિશે લખ્યું છે કે "જગતમાં સૌથી વધારે કીર્તી મેળવવા નિર્માણ થએલા એક મહાત્મા-પીર ઇ. સ. ૧૧૭૦ ના અરસામાં પેદા થયા. તેમનું નામ હજરત બાવા ફરીદુદીન શકરગંજ હતું. ઇસ્લા-

મના મહાત્મા તરીકે તેમનો મરતબો તે વખતે સૌથી ચઢીઆતો બુલંદ હતો. તેમનો રોજો "અજોધન" માં છે. એ જગા તેમને ઘણી પસંદ હતી. શુધ્ધતાથી રહેવું, રોજા રાખવા, અને યોગ કરવો એ બાબતો પૂર્વ તરફના ધર્મમાં સાથે સાથે હોય છે, તેમ એ બાબતોમાં બાવા ફરીદ સાહેબ તે વખતે સૌથી આગળ વધેલા હતા. તેમણે એટલા બધા રોજા રાખ્યા હતા કે કહે છે કે ત્રીસ વરસ સુધી તેમણે મહોડે અન્ન અડકવા દીધું નહોતું. ................ થોડાજ વખતમાં તેમની કિર્તી એટલી બધી વધી કે અફગાનિસ્તાન ના દુરના પ્રદેશોના તથા ઇરાન તથા મધ્ય એશીઆના આગ્નેના શહેરોના લોકો પણ તેમનાથી જાણીતા થઇ ગયા હતા. અજોધન શહેરનું નામ પાછળથી "પાકપટ્ટન" પાડવામાં આવ્યું હતું. [૧]

આ પાકપટ્ટન શહેર પંજાબમાં મુલતાન પાસે આવેલું છે. હાલ ત્યાં રેલ્વે થઈ ગઈ છે. હજરત બાવા ફરીદ સાહેબની દરગાહ આગળ એક "જન્નતી દરવાજો" છે જેને માટે એવું છે કે જે કોઈ એ દરવાજામાં થઇને નીકળે છે તેને દોજખની આંચ હરામ થઇ જાય છે, એટલે કે નર્કના બારણા તેને માટે બંધ થઈ જાય છે અને તે સ્વર્ગમાં જવાને ભાગ્યશાળી થાય છે. ત્યાં દર વરસે મહોરમ માસની પાંચમી તારીખે એક મોટો ઓરસ થાય છે જેમાં ભાગ

---

૧ હજરત બાવા ફરીદ સાહેબના પડછાની ઘણી કિતાબો ઉર્દુ તથા ફારસીમાં છે. અમારો પણ તે ગુજરાતીમાં બહાર પાડવાનો ઇરાદો છે. ઉપલું લખાણ તે અંગ્રેજી "પોલમોલ ગેઝેટ"ના ઇ. સ. ૧૯૧૧ ના નવેમ્બરના માસિકમાં છપેલું છે.

લેવાને ઘણે દુર દુરથી લાખો માણસો આવે છે. એ દરવાજો પણ બાર મહીનામાં એકજ વખત ઉરસના ટાંકણે પોતાની મેળે ઉઘડી જાય છે, જેમાંથી હજારો લોકો નીકળવા પડા પડી કરે છે. આવા હીંદુસ્તાનની રૂહાની—આત્મિક—ધાર્મિક શહેનશાહતવાળા મહાત્મા—પીરના ખાનદાનમાં આ માંગરોલવાળા પીર સાહેબ છે.

---

## "અખબારે ઇસ્લામ" શું કહે છે ?

### પીર સાહેબ એક મહાન ધર્મગુરૂ.

### તેમની ગાદી માટે ના. ગાયકવાડ મહારાજાને ખ્યાલ.

માંગરોલની ગાદીવાળા નામદાર મહાત્મા પીર મોટામીયાં સાહેબના નામથી આ ઇલાકામાં કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. તેઓ એક મોટી ધાર્મીક ગાદીના સજ્જાદાનશીન— ગાદીપતિ ધર્મગુરૂ છે જે ગાદી નીચે લગભગ બે લાખ જેટલા મુરીદો— સેવકો છે. એ ગાદી ઉપર ઘણાં નામકીત પુરૂષો થઈ ગયા છે જે ઘણા ચમત્કાર વાળા ગણાંય છે. અને એથીજ એ ગાદીનો મોભો અસલથી લોકોમાં ચાલતો આવે છે. નામદાર પીર સાહેબ પોતે પીરાન કલીયરવાળા હજરત સઇયદ અલાઉદીન અલીમહમદ સાબીર સાહેબના તથા દીલ્લીવાળા હજરત સઇયદ નીઝામુદીન અવલીઆ સાહેબના પીરં સઇયદના હજરત બાવા ફરીદ શકરગંજ ચીસ્તી સાહેબની ઓલાદમાં છે જેથી બધે ઘણું સારૂ સન્માન ધરાવે છે. હિંદુસ્તાન

ઉપરાંત આફ્રીકા, મોરીસ, બરમા, વગેરે ઠેકાણે પણ તેમના હજારો મુરીદો છે. જેવી રીતે હિંદુઓમાં "શંકરાચાર્ય" નો દરજ્જો છે તેઓજ દરજ્જો આ પીર સાહેબનો છે. તેમની ગાદી હંમેશા સમાન તા શીખતી આવેલી હોવાથી ધાર્મિક ખ્યાલથી જોતાં કોઇ પણ પીઠના શંકરાચાર્યથી તેમનો દરજ્જો ઉતરતો નથીજ. આવું હોવાથીજ તેમને હિંદુ–મુસલમાનો બન્ને અસલથી માનતા આવ્યા છે. ધર્મ ગુરૂ તરીકેની તેમની ગાદી ઘણું સારૂ કામ કરતી હોવાથી વડોદરા ગવરમેન્ટ (સરકાર) તેમને માટે ઘણી કાળજી રાખે છે અને હંમેશ તેમનો મોભો જાળવી રાખે છે એ ખુશી થવા જેવું છે. હિંદુ રીયાસતમાં મુસલમાન ધર્મગુરૂ માટે આવી સારી લાગણી હોય તો ઈસ્લામી દુનિયાને બેશક સંતોષ થયા વિના રહે નહીં. હાલમાં એ ગાદીના ગાદીપતિ ના૦ પીર મોટામીયાં સાહેબને "મૌલાના" નો ઇસ્લામી-ધાર્મીક ઇલકાબ આપી ના૦ મહારાજા ગાયકવાડે વધુ લાગણી બતાવી છે તેથી લોકોમાં ઘણો સંતોષ ફેલાયો છે. શ્રીમંત મહારાજાએ પીર સાહેબને "**માગરોલની ગાદીવાળા ખ્વાજા મતાઉદ્દીન ઉર્ફે સૈયદના વ મૌલાના પીર મોટામીયા સાહેબ, સજ્જાદા નશીન, ચિશ્તીયા ગાદી, માંગરોલ**" એ પ્રમાણે સઉએ લખવા વડોદરા ગેઝેટમાં હુકમ બહાર પડયો છે. આ ઉપરથી જણાય છે કે મહારાજા સાહેબને માંગરોલની ગાદી માટે કેટલો પ્રેમ છે. સદરહુ હુકમમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે "પીર મોટામીયાં સાહેબ લોકોને સારી નીતીના માર્ગ બતાવવા ઉપદેશ કરે છે તથા હિન્દુ અને મુસલમાન બન્ને તરફથી તેમને માટે આદર છે." × આ

× આ હકીકત "આજ્ઞાપત્રિકા"ના તા૦ ૩૧ માર્ચ ૧૯૨૧ના અંકમાં પ્રગટ થઈ છે.

હકીકતથી સાફ જણાય છે કે ના૦ પીર સાહેબ લોકોને સારા નીતીના માર્ગે દોરે છે અને પીર—ધર્મગુરૂ તરીકેની ઉમદા ફરજ બજાવે છે. ના૦ પીર સાહેબ કેવા ધર્મગુરૂ છે અને હિન્દુ મુસલમાનો તેમને કેવા માને છે તેને માટે વડેદરા ગવરમેન્ટ ગેઝેટ કરતાં બીજો વધુ સબળ પુરાવો આપી શકાય એમ નથી. જેમના કામને વડેદરાના સર સયાજીરાવ ગાયકવાડ જેવા બાહોશ અને કાર્યકુશળ રાજકર્તા પસંદ કરે અને જેમના દરજ્જાનો હિન્દુસ્તાનના એક આગેવાન હિન્દુ નરેશ સ્વિકાર કરે એ માંગરોલની ઇસ્લામી ગાદી માટે કાંઈ નાની સુની વાત નથી. એ ગાદીને મુસલમાનો ઉપરાંત હજારો હિન્દુઓ પણ માને છે એ આથી સાફ જણાઇ આવે છે. હિન્દુઓ તો એ પીર સાહેબને તેમની "ઘેર ઘેર ગાય" વાળી યોજના જેણે આજ સુધીમાં હજારો ગાયોને અભયવચન અપાવી દીધું છે તેથી શ્રી કૃષ્ણ ભગવાનરૂપ માને છે, અને એવી કવીતાઓ પણ તૈયાર થઇ લોકોમાં બોલાય છે. ના૦ પીર સાહેબનું નામ તેઓ લખે છે ત્યારે "માંગરોલની સુવિખ્યાત ગાદીના ગાદીપતિ પરમપુન્ય મહાત્મા ધર્મધુરંધર નામદાર શ્રી ૧૧૦૮ પીર મોટામીયાં સાહેબ" એ પ્રમાણે લખે છે. માંગરોલની ગાદીને હિન્દુભાઇઓ લાંબા વખતથી માનતા આવ્યા છે; પરંતુ હાલના ગાદીપતિ ના૦ પીર મોટામીયાં સાહેબની સમાજસેવા, તેમની રહેણી કરણી, અને તેમની ખરી ફકીરીને લીધે લોકોમાં આજકાલ તેમની ગાદી માટે બેહદ પ્રેમભાવ પ્રગટી નીકળેલો છે. તેમના તરફની લાગણીને લીધે ગયા (ઇ. સ. ૧૯૨૦ ના) આગષ્ટ માસમાં મુંબઇમાં માધવબાગમાં હિન્દુસ્તાનના માનનીય આગેવાન પંડીત મદન મોહન

માલવીયાના પ્રમુખપણા નીચે એક જંગી મેળાવડો તા. ૨૨-૮-૨૦ના રોજ ના૦ પીર સાહેબના ઉમદા કાર્ય માટે તેમને સોનાના ચાંદ તથા માનપત્ર આપવા મળ્યો હતો; પરંતુ પોતે ફકીર માણસ હોવાથી સોનાના ચાંદ આપવાનું બંધ રાખવામાં આવે તો સારૂ એમ પીર સાહેબની ઇચ્છા થવાથી ચાંદો આપવાનું મુલતવી રહ્યું હતું. તેજ વખતે લોકોને ખાત્રી થઈ ગઈ હતી કે, પીર સાહેબની વૃત્તી ઘણી સાદાઈવાળી અને ધાર્મિક છે. કદાચ તેટલા કારણેજ ના૦ મહારાજા સાહેબે પીર સાહેબને માટે "મૌલાના" નો સાદો ધાર્મિક ઇલકાબ પસંદ કર્યો હશે. ના૦ મહારાજા સાહેબ ગયા ફેબરૂઆરી માસમાં માંગરોલ પધાર્યા હતા ત્યાંથી વડોદરે આવ્યા પછી તરતજ તા. ૨૪-૩-૨૧ ના રોજ જાહેર દરબારમાં ના૦ પીર સાહેબને "મૌલાના" નો ખીતાબ આપ્યાનુ જાહેર કરેલ છે. ના૦ પીર સાહેબે પણ શ્રીમંત મહારાજા સાહેબને દરગાહ તરફથી પ્રસાદી તથા એક માળા ફેરવવા માટે આશિર્વાદ—ભલી દુઆ સાથે આપી છે. એક ઇસ્લામી ધર્મગુરૂ માટે સર સયાજીરાવ મહારાજ જેવા બાહોશ, કેળવાએલા, અને બહોળા અનુભવવાળા રાજકર્તાના મનમાં આટલી બધી લાગણી પેદા થાય એ ઇસ્લામી કોમ માટે મગરૂર થવા જેવું છે."

આજકાલ કોઇ પણ ઇસ્લામી ધર્મગુરૂ હિન્દુ ગૃહસ્થોના મનમાં ના૦ પીર સાહેબ જેટલો પ્રેમ ભાવ પેદા કરી શકયા હોય એમ જણાતું નથી. ના૦ પીર સાહેબને સામાન્ય હિન્દુ વર્ગજ ચાહે છે એવું નથી, પરંતુ મોટા મોટા કેળવાએલા અને વિદ્વાન પુરૂષો તેમજ રાજા રજવાડાઓ પણ તેમની તરફ ઘણો ભાવ રાખે છે. જ્યારે આખા ગુજરાતમાં સઉથી મોટા ગણાતા સર સયાજીરાવ

જેવા રાજકર્તા ના૦ પીર સાહેબનો મરતબો જાળવે તો પછી બીજા રાજકર્તાઓ ઠાકોરો અને શ્રીમંતો જાળવે એ કુદરતી છે. આ જમાનામાં આવો પ્રભાવ કોઇ પણ પીરનો જોવામાં આવતો નથી. આખા મુંબાઇ ઇલાકામાં ના૦ પીર સાહેબ માટે જબરી પ્રેમની લાગણી છે. તેમને પ્રથમથી ખાનગી ચપરાસો રાખવાની છુટ છે. તે ઉપરાંત તેઓ સાહેબ હથીઆરના કાયદામાંથી મુકત છે એટલુંજ નહીં, પણ દીવાની ફોજદારી કામોમાં કોરટમાંથી પણ માફી મળેલી છે. એટલે કે તેમની કાંઇ પણ હકીકત લખવાની કોઈ કામે જરૂર પડે તો કોરટને તેઓ સાહેબના મુકામે જવું પડે એવો તેમની ગાદીના મોભાને અંગે તેમને હક છે. વળી ના૦ પીર સાહેબ જ્યારે જ્યારે રાજ્યમાં ફરવા નીકળે ત્યારે તેમને માટે નિયમ પ્રમાણે તજવીજ રાખવાના અને તેમને સરકારી મકાનોમાં ઉતરવાની સગવડ કરી આપવાના હુકમો નીકળેલા છે.[૧] બ્રીટીશ ઇન્ડીઆની તમામ હદમાં પણ તેમને હથીઆર રાખવાની છુટ છે. વળી તેમની ગાદીના મોભાને અંગે તેમને ત્યાં છત્રી, મશાલ, ચોબદાર, તથા પાલખી વીગેરે રાજદરબારી વસ્તુઓ પણ પ્રથમથી મોજુદ છે. ના૦ પીર સાહેબ ફકીરી સ્વભાવના હોવાથી એ ચીજો પોતાની સાથે ફેરવતા નથી પણ તેમને ચીજોનો હક શરૂથી છે. તેઓ આવી સાહેબી ધરાવનારા ધર્મગુરૂ છે છતાં એક ફકીરની માફક મોતાની જીંદગી ગુજારે છે. તેઓ હમેશાં સફેદ સાદો લીબાસ પહેરે છે, લાંબી દહાડી રાખે છે. અને ઘણીજ સાદાઈથી રહે છે. ઇસ્લામી ધર્મ ઉપરાંત

૧ હાલ જ્યારે જ્યારે પીર સાહેબ વડોદરે પધારે છે ત્યારે તેમને રાજપરોણા તરીકે ઉતારવામાં આવે છે.

બીજા ધર્મોની પણ તેમને સારી માહીતી છે એટલુંજ નહીં, પણ હાલની ચાલુ અંગ્રેજી કેળવણીમાં બી૦ એ૦ સુધી અભ્યાસ કરેલો છે. તેમનામાં વ્યાખ્યાન આપવાની છટા એવી છે કે સાંભળનારાઓમાં નવું ચૈતન્ય આવી જાય છે. ગુજરાતી ભાષા ઉપરનો તેમનો કાબુ અપૂર્વ છે અને તેમણે એ ભાષામાં નાના મોટાં થઇને લગભગ વીસ પુસ્તકો ઇસલામી વીષયો ઉપર લખેલાં છે. આટલી બધી કુશળતા તેમનામાં છે છતાં એક સાધારણ માણસની માફક શાંત જીવન ગાળે છે અને લોકોને શાંતીના પાઠ શીખવે છે. તેમનામાં કેટલી બધી શાંતી છે તેનો એકજ દાખલો આપણે આપીશું."

"ઇ. સ. ૧૯૧૯ ના આગષ્ટ માસમાં જ્યારે ના. પીર સાહેબ દીલ્લી સીધાવતા હતા ત્યારે રતલામ સ્ટેશન ઉપર તેમને એક યુરોપીઅન ઓફીસરે ફર્સ્ટ કલાસમાં બેસવા જતાં ઉધ્ધતાઇથી રોકયા હતા અને નાહક ત્રાસ આપ્યો હતો. આ વાતની ખબર પડવાથી ટ્રેનના તથા સ્ટેશન ઉપરના લોકો ઘણા ઉશ્કેરાઈ ગયા હતા અને રમખાણ જાગવાનો વખત આવ્યો હતો, પરંતુ ના. પીર સાહેબે જરા પણ આવેશમાં નહીં આવતાં શાંતીથી કામ લીધું હતું અને લોકોને પણ શાન્ત પાડયા હતા. આ મામલો એટલો તો વધી ગયો હતો કે છેવટે તે ઓફીસરને પીર સાહેબની માફી માગવી પડી હતી. જો તે વખતે ના. પીર સાહેબે ધીરજથી કામ લીધું ન હોત તો ઉશ્કેરાયેલા લોકો કાંઇનું કાંઈ કરી નાખત. આ હકીકત આગળ ગઈ હતી; પરંતુ ના. પીર સાહેબે પોતાને લીધે કોઇને પણ નુકસાન ન થાય તેટલા માટે કાંઇ પણ પગલાં ભરવા દીધાં નહોતાં. આથી જોઇ શકાશે કે પીર સાહેબ કેવી શાંત પ્રકૃતીના માણસ છે. આ

કારણને લીધેજ તેઓ જાહેર ચળવળથી અંલગ રહી લોકોને નીતી અને શાંતીના પાઠ શીખવી આગળ વધવાનો બોધ આપે છે. ”

“ આવા પુરૂષની લોકોને હાલના જમાનામાં ઘણી જરૂર છે કે નીતીના શીક્ષણના પ્રભાવથી લોકો સમાજ તરીકે આગળ વધી શકે. ઉંડા ઉતરીને જોઇશું તો ના. પીર સાહેબ બીજા સાધારણ માણસો નહીં કરી શકે તેવું મહત્વનું કામ કરી રહયા છે. એ ઉપરાંત ગાયોના વધારા માટે દેશમાં જબરી લાગણી પેદા કરી બે વરસ જેટલી ટુંક મુદતમા હજારો ગાયોને અભય વચન અપાવી તેમણે દેશની ખે[illegible]ને ઘણો ફાયદો પહોંચાડેલો છે. કારણ કે બળદની છ[illegible] વધારે ત[illegible] ખેતી સારી, અને તેમની ગાયોની યોજનાથી બળદની છ[illegible]ાવા લાગી છે અને ઘી દુધનો પણ ફાયદો થતો જાય છે, તથા દેશમાં જબરૂં ઐકય થવા પામ્યું છે. ના. પીર સાહેબની આ સેવા કાં[illegible] જેવી તેવી નથી. જે કામ બીજા લોકોથી વરસોના વરસોમાં ન કરી શકાય તે ના. પીર સાહેબે બે વરસની ટુંક મુદતમાં કરી બતાવ્યું છે. આ શકિત કાંઇ ઓછી નથી. ના. પીર સાહેબનો કાબુ લોકો ઉપર બેહદ છે. આવા કાબુવાળા મહાન ધર્મગુરૂ શું ન કરી શકે ? હિન્દુસ્તાનમાં ધર્મની ભાવના ઘણી બળવાન છે તેથી ધર્મગુરૂ જો કાબુવાળો હોય તો લોકો પાસે ગમે તેવું કાર્ય કરાવી શકે છે. તેની સત્તા એક રાજા કરતાં પણ વીશેષ ગણાય છે. આવા મહાત્માઓને સરકાર તથા રૈયત બન્ને માને છે. કારણ કે તેમના હાથ ઉપર એક જબરી સંખ્યા હોય છે તેમજ તેમનું આત્મીક બળ પણ તેટલુંજ હોય છે. ના૦ પીર સાહેબ પણ તેવા એક ધર્મગુરૂ છે. તેમની ગાદી આખા

મુંબાઇ ઈલાકામાં સૌથી મોટામાં મોટી છે. તેમનું ખાનદાન તથા સીલસીલો ઘણો ભારે હોવાથી તેમની કીર્તિ ચોતરફ ફેલાઇ રહેલી છે અને ગવરમેન્ટ પણ માને છે; બલકે ના. ગવરનર તથા ના. વાઇસરાય પણ તેમને સારી રીતે જાણે છે. ના. પીર સાહેબે લગભગ વીસ વરસ પોલીટીકસ–રાજદ્વારી બાબતોનો અભ્યાસ કરેલો છે; પરંતુ પોતે ફકીરી લાઇનમાં ઉતરી પડવાથી રાજદ્વારી બાબતોમાં પડવાનું હવે તેમના શાંત સ્વભાવને અનુકુળ આવતું નથી."

"હાલ સાયન્સ–વિજ્ઞાનશાસ્ત્રની તાલીમથી લોકોમાં જડવાદ ઘણો વધી ગયેલો હોવાથી તે ઓછો થઈ ચૈતન્યવાદની શકિત લોકોમાં વધુ દાખલ થાય એજ હવે તેમની ભાવના છે અને એનેજ માટે તેઓ કોશીષ કરી રહ્યા છે. તેઓ જ્ઞાન–માર્ગના અભ્યાસી હોવાથી ભેદભાવ રાખ્યા વીના પોતાનું કામ શાંતીથી કરે જાય છે. અને તેથીજ લોકોની મોટી સંખ્યા તેમની તરફ ખેંચાતી જાય છે. આ તમામ બાબતોથી જણાય છે કે, ના. પીર સાહેબે જરૂર પોતાના અંતરમાં કાંઈક ચમતકારીક શકતી–રોશની પેદા કરેલી હોવી જોઇએ. ના. પીર સાહેબ માટે એથી વધુ ચડીઆતા ઈલ્કાબની જરૂર હતી પરંતુ હાલ ના. મહારાજા સાહેબે પોતાના ખ્યાલથી જે કાંઇ કર્યું છે તેથી આપણે સંતોષ માનીશું અને આશા રાખશું કે ના. પીર સાહેબને લોકો તરફથી જે ઇલકાબો લખાય છે તે તમામનો સ્વીકાર કરી તે તમામ તેમના નામ સાથે જોડવા તથા શંકરાચાર્ય મહારાજ જેવી તમામ પ્રકારની જોગવાઇ અને સરળતા કરી આપવા ફરમાન ફરમાન કરશે. એવું થવાથી ઇસ્લામી આલમને ના. મહારાજા સાહેબ તરફ ઘણો ચાહ વધશે અને હીંદુ મુસલમાન બંનેને તેઓ સરખા ગણે

છે એમ પુરવાર કરી આપવાનો સારો પ્રસંગ મળશે. છેવટમાં ના. પીર સાહેબ માટે આવી લાગણી ધરાવવા માટે અમે ના. મહારાજા સાહેબને ધન્યવાદ આપીએ છીએ. *

—:o:—

## "ગુજરાત દર્પણ" પેપર શું કહે છે ?

—o—

**બાપ તરફથી કાબુલ તથા બલખ બુખારાના બાદશાહો સાથે**

અને

**મા તરફથી દીલ્લીના બાદશાહો સાથે તેમનો ખાનદાની સંબંધ.**

" પીર સાહેબના વડીલો મહાન હજરત **મોહંમદ પેગમ્બર** સાહેબના વંશના છે. તેમના વડીલો પ્રથમ મક્કાના વડા સરદાર હતા અને પછીથી કાબુલ તથા બલખ બુખારાના બાદશાહી દરજ્જે આવી સુલતાન થયા હતા. બલખ બુખારાની ઉપર પીર સાહેબના વડીલ હજરત સુલતાન **ઈબ્રાહીમ અદહમ** હતા. તેમને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તેમણે **ફકીરી** લીધી હતી ત્યારથી પીર સાહેબના વડીલો પણ ફકીરી લેતા આવ્યા છે.

સુલતાન **ઇબ્રાહીમ અદહમ** સાહેબની ઓલાદના એક મહાન પુરૂષ જેમનું નામ હજરત **શોએબ** હતું તેમને બાદશાહ સુલતાન **મહમુદ ગઝની** પોતાની

* "એખબારે ઇસ્લામ" પેપર તા. ૨૭ મી મે સને ૧૯૨૧ના અંકમાં ઉપલો લેખ પ્રગટ થયો હતો.

ફતેહની ઉમેદથી ઘણાં આગ્રહપૂર્વક પોતાની સાથે હીંદુસ્તાન લાવ્યા હતા. તેમની ઓલાદમાં હીંદુસ્તાનના પ્રખ્યાત મોટા પીર હજરત **બાવા ફરીદ** સાહેબ પંજાબમાં પેદા થયા હતા. એમના લગ્ન દીલ્લીના બાદશાહ સુલતાન **શમશુદીન અલતમશની** પૌત્રી સાથે થયાં હતાં. તેઓ ઘણા વિદ્વાન, ખાનદાની, ધર્મિષ્ટ અને પુરૂષાર્થ વાળા હોવાથી અજમેર શરીફવાળા મહાન **ખ્વાજા** સાહેબ જે હિન્દુસ્તાનના સૌથી મોટામાં મોટા વલી ગણાય છે તેમણે પોતાના ખલિફા હજરત **ખ્વાજા કુતબોદીન** સાહેબની સંમતિથી તેમને પોતાની જગોએ કાયમ કર્યાં, જેથી હિન્દુસ્તાનના સંપૂર્ણ આચાર્યપદને તેઓ લાયક થયા હતા. **પીર મોટામીયાં** સાહેબ આ મહાન મહાત્માઓની ઓલાદના હોવાથી તેઓનો સંબંધ કાબુલના બાદશાહ તથા સુલતાન મહમુદ ગઝની સાથે તથા દીલ્હીના બાદશાહ સાથે કેવો નિકટનો છે તથા મહાન હજરત પેગમ્બર સાહેબના વંશના હોવાથી તેમજ તેમના વડીલો હિન્દુસ્તાનના અસલથી ધર્મના વડા તરીકે કાયમ થવાથી તેમનામાં બાદશાહી લોહી સાથે ગુરૂપદવી કેવી રીતે ચાલતી આવે છે તે આથી સાફ જણાઇ આવે છે.

**પીર મોટામીયાં** સાહેબનો જન્મ ૧૮૮૨ માં ઉત્તર ગુજરાતમાં કડી નામના કસ્બામાં થયો હતો. ત્યાં ગુજરાતી કેળવણી લઇ, ઇંગ્રેજી અભ્યાસ મેટ્રીક સુધી મોટે ભાગે અમદાવાદમાં કર્યો હતો, પછી બી૦ એ૦ કલાસ સુધી અમદાવાદ અને મુંબઇની કોલેજોમાં અભ્યાસ કર્યો હતો. કોલેજ છોડયા પછી કડી ગામના કાજી નીમાયા હતા અને પછીથી વડોદરા સ્ટેટના નોકરીમાં દાખલ થયા હતા. ત્યાંથી સચીન સ્ટેટમાં તેમની માગણી થવાથી એ સ્ટેટમાં જોડાયા,

અને થોડા વખતમાં નાયબ દીવાનના હોદ્દા ઉપર આવ્યા હતા. સાતેક વરસ સચીનમાં આ હોદ્દા ઉપર રહ્યા એટલે એમના દાદા **પીર બડામીયાં** સાહેબ ગુજરી ગયા અને **પીર મોટામીયાં** સાહેબ પીરપદ પર આવ્યા, એટલે તેઓએ નાયબ દીવાનના હોદ્દાનું રાજીનામું આપ્યું.

નોકરી છોડવાની સાથેજ, જેમ સર્પ પોતાની કાંચળી ઉતારી ફેંકી દે છે તેમ વૈભવ તથા ઠાઠમાઠને છોડી સાદામાં સાદી જીંદગી ગાળવાનું શરૂ કર્યું. તેમની ગાદી ચિસ્તી તરીકાની મુંબઇ ઇલાકામાં મોટા ધામ તરીકે **માંગરોલ**માં છે. તે ગાદીના લગભગ બે લાખ મુરીદો છે. જેવી રીતે હિન્દુઓમાં શંકરાચાર્યનો દરજ્જો છે તેવોજ દરજ્જો મુસલમાનોમાં આ પીર સાહેબનો છે. એમના મોટા દાદા હઝરત **કાયમુદીન** બાવાના વખતથી મોટી સંખ્યામાં એ ગાદીને હિન્દુ ભાઇઓ માનતા આવેલા છે કારણ કે એ ગાદીપતીઓ હમેંશા સમાનતા શીખવતા આવેલા છે. એક ભજનમાં કાયમુદીન બાવા કહી ગયા છે કે:—

**લોકોનું જો કીધું કરૂં, તો મારૂં કારજ બગડે,**
**હિન્દુ મુસલમાન બે અળગા ગણું, તો ધણીથી વિઘ્ન પડે.**

હાલના પીર સાહેબે ગાદીપદ ઉપર આવ્યા પછી તો આ ગાદીને હિન્દુઓ બહુ માને છે એટલે આ ગાદી હિન્દુ–મુસ્લીમ એકતામાં બહુ વધારો કરે છે એમ કહીએ તો ચાલે.

એ એકતામાં વધારો કરવામાં પીર સાહેબની **"ઘેર ઘેર ગાય વાળી યોજના"** એક મોટા સાધનરૂપ છે. જ્યારથી એ

રોજનાનો બોધ એમણે કરવા માંડયો ત્યારથી આજ સુધીમાં લાખ ઉપરાંત ગાયો પળાતી થઇ છે. એમનો ગાય તરફનો પ્રેમ આખા હિન્દુસ્તાનમાં જાણીતો છે, અને તેથીજ જ્યારે ગએ સાલ (૧૯૨૨) બકરીઇદ ઉપર ઉત્તર હિન્દુસ્તાનમાં શુદ્ધિની ચળવળથી મુસલમાનોના જીગર દુ:ખાયેલાં હતાં અને તેઓએ દરેક ગાયની કુરબાની કરવાનો ઠરાવ કર્યો હતો ત્યારે તેમના પગલાંથી આખી હિન્દુ કોમ ઉપર માઠી અસર થશે અને બન્ને કોમમાં જબરૂ ભંગાણુ પડશે એવી બીકથી ત્યાંના મુસલમાન નેતાઓએ ખાસ આમંત્રણથી પીર સાહેબને દિલ્હી બોલાવ્યા હતા. અને તેઓએ ત્યાં જઇ મુસલમાન ભાઇઓને ઠંડા પાડયા હતાં જેથી ગાય સંબંધી ફિસાદ જાગવા પામ્યો ન હતો.

વડોદરાના મહારાજા ગાયકવાડે એમને એમના ધર્મજ્ઞાનને લીધે તથા હિન્દુ—મુસલમાનના ઝઘડા શાન્ત પાડવાની કાર્યકુશળતાને લીધે "મૌલાના" નો ખીતાબ આપ્યો છે. તે ઉપરાંત તેઓ ત્યાંના હથીયારના કાયદામાંથી મુક્ત છે. જ્યારે તેઓ વડોદરે પધારે ત્યારે રાજ્ય પરોણા તરીકે ગણી તેમની તમામ સરભરા સરકારી ખરચે કરવી એવો શ્રીમાન ગાયકવાડનો હુકમ છે. બ્રીટીશ ઇન્ડીયાની તમામ હદમાં પણ તેમને અને તેમના માણસોને હથીયાર રાખવાની છુટ છે.

નામદાર પીર સાહેબ અંગ્રેજી, ગુજરાતી, ઉર્દુ, ફારસી, અને અરબી વિગેરે ભાષાનું જ્ઞાન ધરાવે છે. એમણે આશરે બારેક નાના મોટાં પુસ્તકો રચ્યાં છે.* તેમાં "રસુલે અરબી" જે મહાન

---

* હાલ નો એ પુસ્તકોની સંખ્યા વીસ સુધી પહોંચી હશે.

પૈગમ્બર હઝરત મહંમદ સાહેબનું જીવન ચરિત્ર છે તે અગ્રસ્થાન ભોગવે છે. ગયે વરસે (ઇ. સ. ૧૯૨૨ માં) નવસારી સતપંથ પ્રકાશક મહામંડળે એમને પ્રમુખ નીમ્યા હતા તે વખતે એમણે જે ભાષણ કર્યું હતું તે સર્વે કોમોમાં બહુ પ્રસંશા પામ્યું હતું. સર્વે કોમના ધર્મનું એમને સારૂં જ્ઞાન છે. એઓશ્રીના પ્રયાસથી લગભગ બે હજાર ભીલો દારૂ તાડી નહિ પીવાની તથા મુડદાલ ખાવાની પ્રતિજ્ઞા લઇ સદ્‌માર્ગે દોરાએલા છે."*

ઉપર પ્રમાણે હકીકત સુરતના પ્રસિધ્ધ અખબાર "ગુજરાત દર્પણ" ના જુબીલી અંકમાં ના૦ પીર સાહેબ વિષે બહાર પડી છે જે ભાઇઓને જાણવા જેવી હોવાથી અહીં આપવામાં આવી છે.

---

## વડોદરા ગવર્નમેન્ટ ગેઝેટીઅરમાં માંગરોલની ગાદી વિષે નોંધ.

"માંગરોલ ગામે મોટામીયાંની દરગાહ છે. તેનો ઉરસ દર વર્ષે પોષ વદ ૨ ને રોજ ભરાય છે. એ ઓરસમાં આસપાસના ગામોના લોકો ઉપરાંત સુરત, મુંબઈ, ભરૂચ, વડોદરા વગેરે સ્થળેથી પણ ઘણા માણસો આવે છે. હીંદુઓ પણ તેમાં ભાગ લે છે. પાલણપુરથી મુંબઇ અને ખંભાતથી નાસીક સુધીમાં તેમજ દક્ષિણ આફ્રિકા, મોરીસ, પારીસ, રંગુન, સીંગાપુર, જાવા, મુંબઇ, કલકત્તા માં મોટા મોટા વહેપારીઓ એમના મુરીદો છે. એ મુરીદોની સંખ્યા

---

* "ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ"નો હીરક મહોત્સવ અંક ૪૦ સ૦ ૧૯૨૩, પાન ૨૪૧.

લગભગ ૮૦ હજાર જેટલી છે. * પીર મોટામીયાંની ગાદી સ્થાપન કરનાર મુળ પુરૂષ પીર મોટામીયાં લગભગ ૨૦૦ વરસ ઉપર ચિશ્તીઆ સંપ્રદાયના હઝરત સઇયદ મસઉદ શેખ ફરીદ શકરગંજ ચિશ્તીના ખાનદાન-કુટુંબમાં થઈ ગયા છે. તેમનું અસલ નામ હજરત મુઇનુંદીન ચિશ્તી હતું. પણ તે વખતમાં એ મોટા મરતબાવાળા પીર ગણાતા તેથી લોકો તેમને પીર મોટામીયાં એ નામથી ઓળખતા હતા. આજે પણ માંગરોલની ગાદી પીર મોટામીયાંની કહેવાય છે. પ્રખ્યાત વેજીટેરીઅન મહાત્મા પીર સઇયદના શાહ કાયમુદીન બાવાના ભાઈ પીર ઇનાયતમીયાંના એ પુત્ર થાય છે. એમનો જન્મ કડીમાં થયો હતો. એમના વડીલો પ્રથમ પંજાબના પાકપટ્ટણ શહેરથી ગુજરાતમાં અમદાવાદ પાસે પીરાન પટ્ટણ (પાટણ)માં આવીને રહયા હતા અને ત્યાંથી કડી તરફ આવ્યા હતા. એમણે પોતાના જીવનમાં બહુ ચમત્કારો બતાવ્યા હતા એમ લોકો કહે છે. દંતકથા એવી છે કે પાંચ વરસની ઉમરે આખું કુરાને શરીફ તેમને મોઢે હતું. નિશાળમાં એક રડતા છોકરાને હાથમાં થોડાક કાંકરા આપી તેની સાકર બનાવી તેમણે છાનો રાખ્યો હતો. કેટલાક છોકરા ધુળના ગોળા કરી રમતા તેના લાડુ બનાવી બધાને ખવડાવ્યા હતા, વગેરે. મોટા થયા પછી ત્યાં તેમની પાસે ચમત્કારો કરાવવા લોકો બહુ પાછળ પડયા તેથી તેઓ છાનામાના ત્યાંથી નીકળી માંગરોળ તરફ આવ્યા. પોતે કડી છોડી ચાલ્યા ગયા તેથી લોકોએ ધાર્યું હતું કે હવે ગામ ઉપર કંઈ આફત આવશે, અને તેજ પ્રમાણે મલ્હારરાવના સમયમાં મોટું

---

* હાલ કુલ સંખ્યા બે લાખની છે.

તોફાન થયું હતું. તેઓ માંગરોલ આવ્યા ત્યારે અમંડેરા ગામવાળી ખાડી ભરપુર હતી તેથી પાણી ઉપર ચાલીને પોતે સામે પાર ચાલી ગયા. માંગરોલના લોકોએ તેમની આ કરામતની વાત જાણી તેમને પોતાનાં ગામમાં આજીજી કરીને રાખ્યા, તેથી ત્યાં તેમણે ગાદી સ્થાપી. કેટલોક વખત માંગરોલમાં રહીને તેઓ મુંબઇ ગયા અને ત્યાંજ મરણ પામ્યા. તેમની લાશને તેમના મુરીદોએ માંગરોલ આણીને દાટી તેના ઉપર રોજો ચણાવ્યો છે. એમના પછી તેમની ગાદી ઉપર પીર દાદામીયાં, પીર મોટામીયાં (બીજા) પીર બડામીયાં, પીર કાયમુદીનબાવા, ને પીર બાવામીયાં થઈ ગયા છે. હાલ પીર મોટા મીયાં (ત્રીજા) ગાદી ઉપર છે. કડી અને વીરમગામમાં એમના મોટામોટા મકાનો છે, અને લોકોમાં એમની માનતા સારી ચાલે છે."*

—:o:—

## પીર સાહેબે ખિલાફતની બજાવેલી સેવા.

પીર મોટામીયાં સાહેબે ખિલાફતની સેવા કેવી રીતે બજાવી છે તે સેન્ટ્રલ ખિલાફત કમીટીના સેક્રેટરીએ ખુદ પીર સાહેબ ઉપર ૯૦ સ૦ ૧૯૨૨ માં લખેલા એક પત્ર ઉપરથી જણાય છે. તેમાં તેમણે લખ્યું હતું કે " આપ હમેશાં ઇસ્લામની સારી ખીદમત

---

* માંગરોલની ગાદી વિશેની ઉપલી હકીકત સરકારી ગેઝેટીયરમાં (નવસારી પ્રાંત સર્વ સંગ્રહમાં) મે૦ રા૦ બા૦ ગોવીંદભાઇ હાથીભાઇ દેશાઇ બી૦ એ૦ એલ૦ એલ૦ જે હાલ વડોદરા રાજ્યના નાયબ દીવાન છે તેમણે લખેલી છે.

બજાવતા આવ્યા છો. આપની ગાદીને અંગે આપને ઘણું કામ કરવાનું છે છતાં પણ આપ વખત બચાવીને મઝહબ અને દેશની જે ઉમદા સેવા બજાવો છો તે ભુલાય તેવી નથી. ચાર વરસથી આપે "ઘેર ઘેર ગાય"નો સવાલ ઉપાડી તેને માટે હંમેશાં મહેનત કરી હિંદુ-મુસલીમ ઐક્યતાની જડ ઘણી મજબુત કરી છે તેથી ખિલાફતના કામને ઘણો ટેકો મળ્યો છે. આપની ખિલાફત પ્રત્યેની આ સેવા કાંઇ ઓછી નથી."

"આ સવાલ ઘણો અગત્યનો છે, અને તેને આપના જેવા કેળવાએલા, ખંતીલા, વગવાળા, અને ઇસ્લામની ખરી હમદર્દી ધરાવનારા ધર્મગુરૂ સારી રીતે પાર પાડી શકે છે. અને આપે તેમાં ઘણી સારી ફતેહ મેળવી છે. હજુ પણ એ દિશામાં આપની કોશીશ જારી છે એટલે આશા છે કે ઘણુંજ સારૂં પરિણામ આવશે. આપ ઇસ્લામની આટલી મદદ કરો છો એ આપની મોટી નેકી છે," વિગેરે સેન્ટ્રલ ખિલાફત કમીટીના ખુદ સેક્રેટરીએ મુંબઇથી લખેલું છે. જ્યારે ખુદ ખિલાફતના સેક્રેટરી પીર સાહેબે ખિલાફતની ઉમદા સેવા બજાવી છે એવું કબુલ કરે છે તો પછી બીજા વધારે પુરાવાની જરૂરજ ક્યાં રહે છે? ખિલાફતની ખરી સેવા તો પીર સાહેબેજ વગર પૈસે બજાવી છે, બાકી બીજાઓ માટે તો હાલ અનેક તરેહની ભળતી વાતો થઇ રહી છે.

---

## ખ્વાજા હસન નિઝામી સાહેબ શું કહે છે?

### પીર મોટામીયાં કે જીવતા પીર.

દીલ્હીથી નીકળતા "દીન દુનિયા" નામના ઉર્દૂ માસિ-

કના ઇ૦ સ૦ ૧૯૨૨ ના મે માસના અંકમાં દીલ્હીવાળા પ્રખ્યાત બુઝુર્ગ ખ્વાજા હસન નિઝામી સાહેબ પીર સાહેબ માટે લખે છે કે "વડોદરા રાજ્યનાં માંગરોલ ગામમાં ચિશ્તીયા ખાનદાનની એક ખાનકાહ (દરગાહ) છે તેના સજ્જાદાનશીન પીર મોટામીયાં સાહેબની છેલ્લી હું વડોદરે ગયો ત્યારે મુલાકાત થઈ. હું તેમને નામથી ઘણા દીવસથી ઓળખતો હતો કારણ કે પીર સાહેબની હકીકત વારંવાર પેપરોમાં આવ્યા કરતી હતી. તેઓ બી૦ એ૦ સુધી કેળવાએલા છે. અંગ્રેજી ઇબારત ઘણી સારી લખે છે. સચીન સ્ટેટમાં નાયબ દીવાન હતા, પણ હાલ બધું છોડી દઇને ફકીરી માર્ગ અખત્યાર કર્યો છે, અને તેજ તેમનો ખાનદાની વારસો છે. તેઓ મધ્યમ કદના, ઘઉંવર્ણા, અને પાતળા બાંધાના છે. પહેલાં દહાડી કતરાવતા હતા, અને કોટ પાટલુન પહેરતા હતા, પણ હવે છેક ડુંટી સુધી ભરાવાદાર લાંબી દહાડી રાખે છે. સફેદ પાઘડી અને સફેદ કફની પહેરે છે, અને સફેદ ખેસ રાખે છે. તેમની આંખોમાં ઘણીજ ઉંડી સમજની ઝલક અને તેજી છે. તેઓ ઘણાંજ નમ્ર સ્વભાવના અને વિવેકવાળા છે, અને આજ ગુણો ફકીરીને માટે જરૂરનાં છે. જ્યાં સુધી મેં તેમને જોયા નહોતા અને તેમની સાથે મારે વાતચીત થઈ નહોતી ત્યાં સુધી તેમની હકીકતથી હું પુરેપુરો માહિતગાર નહોતો. છાપામાં તેમની હકીકત વાંચીને તેઓ મળવા લાયક કાબેલ માણસ છે એમ સમજતો નહોતો. પણ આ મુલાકાતથી મને ઘણો આનંદ થયો છે. કારણ કે મુંબાઇ ઇલાકામાં અને ગુજરાતના મુલકમાં જમાનાને ઓળખનારા જેવા દુરવેશ બુઝુર્ગની જરૂર મને જણાતી હતી તેવાજ મને પીર સાહેબ મા

પડયા છે. તેમના ખાનદાનના અસલ મુરીદ પહેલાંથી હજારોની સંખ્યામાં મોજુંદ છે, તે ઉપરાંત હાલ બીજા પણ બેશુમાર લોકો તેમના મુરીદ થયા છે. હીંદુ લોકોને તેમની ઉપર ઘણુજ આકીન છે. તેમનો ઘણો ખરો વખત બધે ફરવામાં જાય છે અને હમેશાં સેંકડો હીંદુઓ તેમના મુરીદો થાય છે. મૌલાના નૂરીદાસ મહારાજ જે માહરેરા શરીફના સિલસિલસિલાના બુજુર્ગ છે અને જે હાલ મુંબઈમાં રહે છે.* અને જેમના હજારો હીંદુ મુરીદ છે તેમની પછી મેં આ બીજા પીર જોયા કે જે શાંતીથી પોતાનું કામ કરે છે જેથી હીંદુ મુસલમાનો ખરી એકસંપી અને દીલી મોહબત પેદા થવાની આશા રખાય છે. હીંદુઓ તેમને "મહાતમા" કહે છે અને હલકી કોમોના લોકો મોટી સંખ્યામાં તેમની કંઠીઓ બંધાવે છે.

મને તેમનું નામ પીર મોટામીયાં અમારા (ઉત્તર હીંદુસ્તાનના) ઇલાકા માટે સારૂં લાગતું નથી. ગુજરાતમાં બડાને મોટા કહે છે તેથી ત્યાં મોટામીયાંનો અર્થ બડામીયાં થાય છે, પણ (ઉતર) હીંદુસ્તાનના પ્રદેશમાં મોટામીયાં નામ બેડોળ લાગે છે તેથી હું તેમને "જીવતા પીર, જીંદા પીર, અને હાજર પીર" કહું છું.

તઅલીગે ઇસ્લામની જે ફરજ દરેક સુફી અને દરેક ઇસ્લામી ઉપર રહેલી છે તે ફરજ અદા કરવાની કોઈ કોશીશ કરતું નથી, પણ પીર સાહેબ તે ફરજ બરાબર સમજે છે. તેઓ હીંદુઓ જેમનામાં ગોસ્ત (માંસ) ખાવાનો રિવાજ છે તેમને તે ખાતા બંધ થવાનો ભાર દઇને બોધ કરે છે, તેથી માલમ પડે છે કે તેઓ

* આ નુરીદાસ હાલમાં ગુજરી ગયા છે.

હીંદુઓને જાગ્રત કરવા અને તેમને તેમના ધાર્મિક ફરમાનોમાં પાક બનાવવા ખુદા તરફથી નીમાને આવેલા છે. ટુંકામાં કહીએ તો તેમનું એ કામ હીંદુઓ માટે ઘણુંજ ફળદાયક છે. કારણ કે ગોસ્ત ખાવાથી હીંદુઓની સનાતની રૂહાની (અધ્યામિક) બાબતોમાં ખલલ પેદા થાય છે.

પીર સાહેબ ગાયના રક્ષણ અને તેના વધારા માટે બહુ કોશીશ કરે છે અને તેમાં તેમને ઘણી ફતેહ મળી છે. કેટલાક થોડી સમજના મુસલમાનો તેમના આ કામને કદાચ પસંદ ન કરે એ બનેવાજોગ છે, પણ જે સખસ તેમની નેક નૈયત જાણે છે અને હીંદુઓના સુધારા અને તેમની સેવાનો ખીયાલ રાખે છે અને તેની જરૂર પીછાને છે તે તો પીર સાહેબની તારીફ કર્યા વગર રહી રહેવાનો નથી. અમારા ચિસ્તીયા ખાનદાનના ભવિષ્યની સારી આશા આપનારે ચીરંજીવી અને અંતરની રોશની ધરાવનારા આ સખસની ઉમદા કોશીશોને મારો સંપુર્ણ ટેકો છે. જો હું તંદુરસ્ત હોત અને મને વધુ ફુરસદ હોત તો હુ પણ તેમની સાથે રહીને તેઓ આજ કાલ જે કામ કરી રહયા છે તે કરત, કારણ કે મને મારા દેશી હીંદુભાઇઓની સેવાનો હમેશાં શોખ છે, અને હુ તેને મારી ફરજ અને વડીલોનું ફરમાન સમજું છું." વિગેરે ખ્વાજા હસન નિઝામી સાહેબ પીર સાહેબ માટે લખ્યું છે. એક ગુજરાતના પીર માટે ખ્વાજા સાહેબ જેવા આવું સારૂં લખે એ માટે આખા મુંબઇ ઇલાકાએ બેશક મગરૂર થવાનું છે.

# ખ્વાજા સાહેબનો બીજો લેખ

દીલ્હીથી પ્રગટ થતા "ગુરૂ સેવક" નામના ઉર્દુ માસિકના અધિપતિ જનાબ હાફેઝ સૈયદ અઝીઝ હસન સાહેબ (હઝરત ખ્વાજી બિલ્લાહની ઓલાદના) બકાઈ નકશબંદીએ ઇ૦ સ૦ ૧૯૨૪ના ડીસેમ્બર માસમાં "ચિસ્તીયા શોઆઅ" નામની એક ઉરદુ કીતાબ મુંગરોલની ગાદી વિશેની બહાર પાડી છે તેની પ્રસ્તાવના ખ્વાજા હસન નિઝામી સાહેબે પોતાની જાતે લખેલી છે તેમાં તેઓ સાહેબ લખે છે કે "મેં જનાબ પીર સૈયદ મતાઉદીન સાહેબ ઉર્ફે પીર મોટામીયાં સાહેબની હકીકતની આ કીતાબ વાંચી. પીર સાહેબ ચિસ્તીયા ખાનદાન (સંપ્રદાય)ના એક ઘણા મશહુર દુરવેશ (સાધુ) છે. ગુજરાત તેમજ કાઠીઆવાડમાં તેમને ઘણા લોકો માને છે. એમના પ્રતાપથી હીંદુ મુસલમાન બંને ફાયદો ઉઠાવી રહ્યા છે. તેઓ અંગ્રેજી કેળવણી પામેલા પીર છે. તેમણે એક ઘણો ભારે ઇજ્જતનો હોદ્દો છોડીને ફકીરી ધારણ કરેલી છે, અને રાત દહાડો જનસમાજની સેવામાં રોકાએલા રહે છે. તેમના સ્વભાવમાં ઘણી સાદાઇ છે. કોઈ જાતની મગરૂરી કે વડાઇ તેમનામાં નથી. જ્યારે તેઓ દીલ્હી આવ્યા હતા ત્યારે સ્ટેશન ઉપર હજારો હીંદુ મુસલમાનોએ તેમનો આદર સતકાર કર્યો હતો. હીંદુ મુસલમાનો હાથમાં ઝંડીઓ લઇને દર્શનના પોકારો કરી રહ્યા હતા. આ કીતાબ જે પ્રેમભાવથી લખવામાં આવી છે તેજ પ્રેમથી પીર સાહેબના તમામ મુરીદો અને ચાહનારાઓ તેને વાંચશે અને પીર સાહેબની નૈતિક ખુબીઓનું હીંદુ મુસલમાન અનુકરણ કરી ફાયદો મેળવશે એવી

આશા છે. મને આ કીતાબ વાંચીને તેના વિશે આ બે શબ્દો લખવામાં ઘણી ખુશી પેદા થાય છે; કારણ કે પીર સાહેબ અમારા ચિશ્તીઆ ખાનદાનના એક લાયક ભાઇ છે, અને તેમના નામ અંતે કામથી ગુજરાત અને કાઠીઆવાડમાં ચિસ્તીઆ ખાનદાનનું નામ રોશન થઇ રહ્યું છે."

તા૦ ૧૬ જુન ઇ૦ સ૦ ૧૯૨૫. મુ૦ દીલ્હી.

લી૦ હસન નીઝામી.

વળી તેજ કિતાબના પાછલા ભાગમાં તેઓ લખે છે કે "આ કિતાબની શરૂઆતમાં બે શબ્દો મેં લખ્યા હતા, પણ તેને ઘણો વખત વીતી ગયો છે. જુન મહીનાની વાત છે. હવે આગષ્ટ માસમાં આ કિતાબ તૈયાર થઇને આવી તો તે મેં ફરી વાર વાંચી. ..............પીર સાહેબ ખરી રીતે ગુજરાત અને કાઠીઆવાડમાં ચિસ્તીઆ સુર્યના એક કિરણ (શોઆ) છે, એટલા માટે એ કિતાબનું નામ "ચિસ્તીઆ શોઆ" ઘણું બંધ બેસતુ જણાય છે.

"મેં "દીન દુનિયા" તથા "દુરવેશ" માસિકોમાં પીર સાહેબ વિશે કાંઇ લખ્યું હતું અને તે લખાણો પણ આ કિતાબમાં આવી જાય એવી મારી ઇચ્છા હતી પણ દીલગીર છુ કે તે ચોપાનીઆં હાથ લાગી શકયાં નથી."

"મારા ખીયાલ પ્રમાણે પીર સાહેબની જીંદગી ઘણી ગનીમત છે. તેમની સઉથી મોટી ખુબી તો એ છે કે તેઓ હીંદુ ભાઇઓ સાથે જરા પણ ભેદભાવ રાખતા નથી એટલુંજ નહી, પણ તેઓ તેમના ખુલ્લા તરફદાર છે, અને એજ કારણને લઇને બેશુમાર હીંદુઓ તેમને

માની રહયા છે. ખુદા કરે આ હકીકતને સઉ ભાઇઓ પસંદગીની નજરે જુવે. તા૦ ૨૫ આગષ્ટ ઈ૦ સ૦ ૧૯૨૪."

**લી૦ હુસન નિઝામી.**

## પીરઝાદા નિઝામુદ્દીન સાહેબ.

---

પીરઝાદા નિઝામુદીનમીયાં સાહેબ હાલના પીર મોટામીયાં સાહેબના મોટા દીકરા થાય છે. તેમની ઉમર હાલ તેવીસ વરસની છે. તેમણે ગુજરાતી, ઉરદુ, ફારસી ઉપરાંત અંગ્રેજીમાં મેટ્રીક સુધી અભ્યાસ કરેલો છે, અને હાલ તેઓ દીલ્લીમાં અરબીની ચડતી કેલવણી લઈ રહેલા છે. તેઓ ઘણા કામેલ હોવા ઉપરાંત ઘણા પરેજગાર અને શાંત સ્વભાવના છે. ગુસ્સો તો તેમનામાં જરાપણ નથી. તેઓ એવા મુલાયમ છે કે લોકો તેમની સાથે બેહદ મોહબત રાખે છે. આટલી નાની ઉમરમાં પણ તેમણે ઘણી સારી લાયકી પેદા કરેલી છે. તેમની મા વીરમગામવાળા લાલપીરની નવાસી થતાં હતાં. વળી તેમનું લગ્ન પણ લાલપીરના ભત્રીજા દાદામીયાં સાહેબની દીકરી જોડે ઈ. સ. ૧૯૨૫ સાલમાં થયું છે. તેઓ ઇલમમાં ઘણા હુશીઆર છે અને પિતાની જગા સાચવે તેવા છે. પીર મોટામીયાં સાહેબને બે દીકરા બીજા પણ છે જેમનાં નામ કાયમદીન તથા ફરીદુદીન છે. તેઓ નાની ઉમરનાં છે.

---

# માંગરોલની ગાદી અને વહોરા ભાઇઓ.

——:o:——

એ વાત તો કિતાબોથી સાબિત છે કે અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબ મદીના મુનવ્વરાથી મહાન હઝરત પેગમ્બર (સ૦ અ૦ વ૦) નું હીંદુસ્તાન દેશની શહેનશાહી માટેનું રૂહાની ફરમાન લઇ આજથી સાડી આઠસો વરસ ઉપર હીંદુસ્તાન પધાર્યા અને અહીં આવી તૌહીદનો ઝંડો બુલંદ કર્યો. તે પછી તેમણે પોતાના ખલીફા દીલ્હીવાળા હઝરત ખ્વાજા કુતબુદ્દીન બખતિયાર કાકી સાહેબની સંમતીથી હઝરત બાવા ફરીદ શકરગંજ સાહેબ ચિશ્તીને પોતાની ન્યામત સોંપી, અને પોતાના નાયબ બનાવી મહાન હઝરત પયગમ્બર સાહેબ તરફથી પોતાને સોંપાએલું મહાન કામ પાર પાડવાં સુચના આપી. આ ઉપરથી હઝરત બાવા ફરીદ શકરગંજ સાહેબ ચિશ્તીએ "સાબિરયા" અને "નિઝામીયા" સિલસિલાના ખલીફાં કાયમ કરી એ કામ જોરથી આગળ વધાર્યું જેથી આજે આખા હીંદુસ્તાનમાં તૌહીદની રોશની ફેલાઈ રહી છે.

મહાન ખ્વાજા સાહેબની કોઇ ઓલાદ આપણા મુંબાંઇ ઇલાકામાં નથી, પણ તેમના નાયબ હઝરત બાવા

ફરીદ શકરગંજ સાહેબ ચિશ્તીની ઓલાદ મુંબાઈ ઈલાકામાં છે અને તે આપણા માંગરોલની ગાદીના પીરો છે. આ પીરોએ નાત જાતનો ભેદ રાખયા વગર હમેશાં ખુદાઇ જ્ઞાન શીખવાડવાનું કામ કર્યું છે. હઝરત કાયમદીન બાવા સાહેબ એકલબારાવાળાએ ગુજરાતમાં અને ખાસ કરીને કાનમમાં આ કામ ઉપર ઘણું જોર દીધેલું છે અને વહોરા ભાઇઓ જેમને તે વખતે બીજા લોકો હસદથી ઉતરતા સમજતા હતા તેમને આગળ વધારી વલીને દરજે પહોંચાડી દીધા છે. અભરામ બાવા, ઉમર બાવા, નથુ બાવા, અસમાલજી પીર, સાલેજી પીર વિગેરે જે મહાત્માઓ વહોરા કોમમાં થયા છે તે આ સઉ પીર કાયમદીન બાવા સાહેબનો પ્રતાપ છે. લોકોમાં તે વખતે સામાન્ય કેહવત ચાલતી હતી કે "વહોરો" કદી વલી થઇ શકે નહીં, પણ એ કહેવતને પણ એ પીર સાહેબે વહોરા ભાઇઓની લાગણીને લીધે ખોટી પાડી દીધી છે. દીનનું સઉથી મોટું દાન જે વિલાયત છે તે વહોરાઓને આપવામાં આ પીરે જરાપણ પાછી પાની કરી નથી. દુનિયાની દોલત કોઇ આપી શકે, પણ દીનની દોલત–વિલાયત જો કોઇ પણ પીરે વહોરા ભાઇઓને આપી હોય તો તે આ પીર સાહેબજ છે. આથી વિશેષ લાગણી બીજી કઈ હોઇ શકે? અને આથી ચડતો મરતબો બીજો કયો હોઇ શકે? વહોરા ભાઇઓ માટેની

ખાસ લાગણીની શું આ જીવતી જાગતી સાબીતી નથી ? આજથી બસો વરસ ઉપર આ વહોરા ભાઇઓને બીજા લોકો કેલવણીના અભાવને લીધે અભણ્ સમજતા હતા તે વહોરા ભાઈઓને એ પીર સાહેબે તે વખતે વલીને પદે પહોંચાડયા એ શુ ઓછી વાત છે ? વળી પીર કાયમદીન બાવા સાહેબ ખાનદેશમાં ગુજરી ગયા હતા પણ પાછળથી તેમની બશારતથી તેમની લાશ કાનમ જીલ્લામાં એકલબારે લાવવામાં આવી હતી અને ત્યારથી તેઓ કાનમ જીલ્લામાં સુતા છે. શું આ વહોરાભાઇઓ માટેનો પ્રેમ નથી ? આવી લાગણી વહોરાભાઇઓ માટે આજ સુધી કોણે દેખાડી છે ? શું આ માંગરોલની ગાદીની વહોરાભાઇઓ માટેની જાહેર લાગણીનો પુરાવો નથી ? હવે આથી વધુ સાબીતી બીજી કઇ હોઈ શકે ?

પીર કાયમદીન બાવા સાહેબ પછી તેમના ભત્રીજા પીર મોટામીયાં સાહેબ- પણ વહોરા ભાઇઓના ખાસ આગ્રહથી માંગરોલમાં રહ્યા [1] અને પોતાની વિલાયતના જોરથી વહોરા ભાઇઓને ઘણા આગળ વધાર્યા. મુંબાઇના

[1] તેઓ ધાંચી મુરીદોને ખોળવા ખાનદેશ વિગેરે તરફ જતા હતા, પણ વહોરા ભાઇઓની મોહબતને લીધે માંગરોલમાં રહી જવા પામ્યા હતા.

મુરીદો તેમને મુંબાઇથી માંગરોલ લેવા આવ્યા પણ તેમને મુકીને મુંબાઇ જવાનું તેમને મન થતું નહીં. જ્યારે મુંબાઇ વાળાઓના ખાસ આગ્રહથી તેમને મુંબાઇ જવાનો પ્રસંગ આવ્યો તોપણ જતી વખતે પોતે વહોરા ભાઇઓને કહી દીધું હતું કે મને તમારી એટલી બધી લાગણી છે કે "જો હું જીવતો નહીં આવું તો મુવે પણ આવીશ," અને તેજ પ્રમાણે તેમની લાશ મુબારક પાછી વહોરા ભાઇઓના સનમુખ અહીં આવી. જો આજે તેમની લાશ મુંબાઇમાંજ હોત તો ત્યાં મોટી જગા બંધાત અને હમેશાં બે ચાર પણ ફુલ તેમને ચડત. પણ તેમણે વહોરા ભાઈ-ઓને વચન આપ્યું હતું અને તે તેમણે મરીને પણ પાળ્યું ! આ વહોરા ભાઇઓની લાગણીનું પરિણામ નથી તો બીજું શું છે ? આવી લાગણી વહોરા ભાઇઓ માટે બીજા કોણે રાખી છે ? માંગરોલની ગાદીનો પ્રેમ વહોરા ભાઇઓ માટે કેટલો છે તે શું આથી સાબિત થતું નથી ? હવે આના કરતાં બીજા કેવા પુરાવા આપી શકાય ?

વહોરા ભાઈઓને વિલાયત આપી, અને તેમનું સંગઠન કરી તેમને આગળ વધારવા વતનથી બેવતન થઇ તેમની વચમાં એક મહાન ગાદી હમેશને માટે કાયમ કરી એ શું વહોરા ભાઇઓની લાગણીનું કારણ નથી ? તેમની

પછી જેટલા પીરો થયા તે બધા વહોરા ભાઇઓ માટે હમેશાં દુવા કરતા આવ્યા, અને એ દુવાના પ્રતાપે વહોરા ભાઇઓની ધંધા રોજગારમાં અહીં અને પરદેશમાં તરકકી થઇ એ વાત પણ સઉ કોઈ જાણે છે. ભરૂચ જીલ્લો, સુરત જીલ્લો, ખેડા જીલ્લો, નવસારી પ્રાંત, વડોદરા પ્રાંત વિગેરે ભાગોના વહોરા ભાઇઓ આ ગાદીને માટે તેથીજ લાગણી રાખતા આવ્યા છે.

હાલના પીર મોટામીયાં સાહેબના મનમાં પણ વહોરા ભાઇઓ માટે કાંઈ ઓછી લાગણી નથી. તાપી અને રેવા નદીઓ વચ્ચેની બાવન ગામની વહોરા જમાતમાં લાંબા વખતથી જબરી જુદાઇ ચાલતી હતી તેમાં આ પીરેજ મહેનત કરી આગેવાનોની સલાહથી એકસંપી કરાવી છે એ વાત સઉ ભાઈઓના જાણવામાં છે. વળી તેમણે "ગરીબો અને માલદારોને સુલેહનો પયગામ" નામની ચોપડી લખી છે તેમાં પણ તેમણે વહોરા ભાઇઓ વિશે ઘણો સારો ઉલ્લેખ કરેલો છે અને તેમની ખુબીઓનું વર્ણન કરેલું છે. વહોરા ભાઇઓની પાસેથી બીજા લોકોએ હજારો રૂપીઆના ફાળા લીધા છે પણ કોઇએ આજ સુધી વહોરા ભાઇઓની ખુબીઓનું વર્ણન કોઈ પણ પુસ્તકમાં કરેલું નથી, પણ આ પીરે વગર ફાળે તેમની ખુબીઓ જાહેરમાં મુકી છે તે શું લાગણીનું કારણ નથી? હવે જે

ગાદી વહોરા ભાઇઓ માટે આટલી બધી લાગણી રાખતી હોય તેને વહોરા ભાઇઓ ચાહે એ ઉઘાડું છે.

"હીંદલ વલી" ના સિલસિલાની ગાદી વહોરા ભાઇઓની વચ્ચોવચ કાયમ કરી, અને તેમને સંગઠનના રૂપમાં જોડી એ જીલ્લાનું આખી દુનિયામાં નામ પ્રકાશિત કર્યું, તેમનામાંના કેટલાકને વલી બનાવ્યા, મરીને પણ તેમની સાથે વફાદારી કાયમ રાખી, અને પોતાનું વતન છોડી જંગલને મંગલ બનાવ્યું એ વહોરા ભાઇઓની લાગણીને લીધે નથી કર્યું તો કોની લાગણીને લીધે કર્યું છે? વહોરા ભાઇઓ આ સઉ સમજે છે અને તેથીજ એ ગાદી માટે કુદરતી રીત પ્રેમ રાખે છે. તેમનો પ્રેમ કાંઇ બનાવટી નથી, પણ ખરા દિલનો છે. એથીજ એ ગાદી વહોરા ભાઇઓને ખાસ ચાહે છે અને તેમને માટે હમેશાં કોશીશ કરે છે. આ ગાદી વહોરા ભાઇઓના સંગઠનનું ખાસ મથક છે, અને એ મથક અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબના પાક સિલસિલાનું છે. જે વહોરા ભાઇઓને આ ગાદીથી ન્યામતો મળેલી છે તેઓ કહી ગએલા છે કે જો આપણા ભાઇઓ આ ગાદીને મજબુતીથી વળગી રહેશે તો ઘણા સુખી થશે અને જો તેનાથી છેટા જશે-અલગ થઇ જશે તો એ ગાદીના પીરોની હમેશની થતી દુવા બંધ થઇ જશે, આપણું બંધારણ-સંગઠન ટુટી જશે, આપણી તરક્કી અટકી જશે, અને તેનું પરિણામ આપણને ભોગવવું પડશે, માટે તેને વળગી રહેવામાંજ ભાઇઓનું ભલું છે, એવુ જુના લોકો કહી

ગયા છે. આજે આ ગાદીને તમામ દુનિયા ઓળખે છે, અને તેની જાહોજલાલી હજુ પણ જેવીને તેવી કાયમ છે. એ ગાદીના હાલના સજ્જાદાનશીન પીર મોટામીયાં સાહેબ તમામ પ્રકારની કેલવણી પામેલા એક વિદ્વાન પુરૂષ છે. અંગ્રેજીમાં પણ બી. એ. સુધી કેળવાએલા છે છતાં એક ફકીર તરીકેની જીંદગી ગુજારે છે, અને હમેશાં પોતાના ખરચે ગામે ગામ લોકોને નીતી અને શાંતીનો ઉપદેશ કરવા ફરે છે, લોકોમાં સુલાહ સંપ કરાવે છે, અને વગર પઇસે બધાનું કામ કરે છે. હાલના જમાનામાં વગર પઇસે આવી મહેનત કરનારા કેટલા સાહેબો છે ?

આવો ચોખ્ખો મામલો છે તો પછી માંગરોલની ગાદીમે લોકો ચાહે અને તેની તરફ પ્રેમથી ખેંચાય એમાં નવાઈ શું ? માંગરોલની ગાદીના પીરો મહાન હજરત પયગમ્બર સ૦ ના ખાનદાનના છે, અને કાબુલ તથા બલખ બુખારાના બાદશાહો તથા દીલ્લીના બાદશાહો સાથે ખાસ સંબંધ રાખનારા છે એટલુંજ નહીં, પણ મહાન ખ્વાજા સાહેબના ખાસ નાયબ હજરત બાવા ફરીદ શકરગંજ સાહેબ ચિશ્તીની ઓલાદના છે; એટલે તેમનામાં બાદશાહી ખુન સાથે હીંદલવલીના પ્રતિનિધીપણાનું આચાર્યપદ આઠસો વરસથી ચાલતું આવે છે. આવી એક મહાન ગાદી વહોરા ભાઇઓ સાથે ખાસ સંબધ ધરાવે એ વહોરા ભાઈઓ માટે ખાસ મગરૂર થવા જેવું છે, અને વહોરા ભાઇઓ તેને માટે જેટલી લાગણી રાખે તેટલી વાસ્તવિક છે.

# માંગરોલની ગાદી અને ઘાંચી ભાઈઓ

ઘાંચી ભાઈઓ જે આ ગાદીના મુરીદ છે તે પહેલાંથી હઝરત બાવા ફરીદ સાહેબની ગાદીને માનનારા છે. હઝરત બાવા ફરીદ સાહેબની ઓલાદના એક મહાન બુજુર્ગ હઝરત બદરૂદ્દીન મસ્તાનને ખુદાની ઈબાદત કરતા કડી ગામમાં જ્યારે ઘાંચી ભાઈઓની છોકરીઓએ નાહક સતાવ્યા અને તેમની બંદગીમાં ઉઘાડી દખલ કરી ત્યારે તેમના મ્હોડામાંથી જોશમાં એવા શબ્દો નીકળી ગયા કે "જાઓને રાંડાં જીધર તિધર;" એટલે ઘાંચી ભાઈઓ ત્યારથી "જીધર તિધર" રખડવા લાગ્યા. જયારે હઝરત કાયમદીન બાવા ઉમર લાયક થયા ત્યારથાં તેમણે ઘાંચી ભાઈઓ માટે ખુદા આગળ હમેશાં દુવા ગુજારવા માંડી કે જેથી તેમને લાગેલી બદદુવાની અસર ઓછી થાય અને તેઓ ઠેકાણે પડે. આને માટે તેઓ ગામે ગામ ફરી ઘાંચી મુરીદોને ખોળતા અને તેમને સારી દુવા આપતા. તેઓ કડીથી નીકળીને હમેશાં આ કામ માટે ફરતાજ રહેતા. કડી, વીરમગામ, માંડલ, પાટડી, ચુંવાલ વિગેરેના ઘાંચીઓ માટે સારી દુવા કરી તેમને શાંત પાડી કાનમ તરફ આવ્યા અને ત્યાં પણ બધે ફરી તેમને સારી દુવા આપી. આ

અરસામાં વહોરા ભાઇઓ પણ તેમની પરેજગારી અને રૂહાની તાકતને લીધે તેમને વળગ્યા અને ઘણા લાગ્યા તેમના મુરીદ થયા. તેમણે કાનમમાં ઘણો વખત આ પ્રમાણે ગુજાર્યો અને ઘણા લોકોને તૌહીદના રંગથી રંગી નાખ્યા. કાનમના ઘણા વહોરા ભાઇઓ હમેશાં તેમની સાથે રહેતા અને જ્ઞાન ફેલાવવાના કામમાં ઘણો રસ લેતા; એટલે એમને તેમનાથી વધારે લાભ મળ્યો, અને ઘાંચીઓ અફરાતફરી અને જંજાલમાં પડેલા હતા તેથી તેમને જોઇએ તેવો લાભ મળી શકયો નહીં.

પીર સાહેબને વધુ કાળજી ઘાંચી મુરીદોને ઠેકાણે પાડવાની હતી, એટલે તેઓ હમેશાં તેમની શોધમાં રહેતા હતા. તેઓ આ પ્રમાણે ફરતા ફરતા ઠેઠ ખાનદેશ સુધી જઇ પહોંચ્યા. ત્યાં તેમણે ઘણા ઘાંચીઓને ખોળી કહાડયા અને તેમને સારી દુવા આપી ઠેકાણે પાડયા. કડીથી ખાનદેશ ત્રણસો ગાઉ થાય છે. તે વખતે આગગાડીનું સાધન નહોતું, તેમ ઘાંચીઓને ગામે ગામ શોધવું પડતું હતું તેથી તેમના ઘણોજ વખત તેમાં નીકળી ગયો. અને ખાનદેશ સુધીજ તેઓ ફરતાં ફરતા પહોંચી શકયા. તેમને મુંબાઇ તરફ જવાનો ઘણો ઇરાદો હતો-પણ કુદરતે વખત આપ્યો નહીં, અને ખાનદેશમાં ઘાંચીઓની શોધમાંજ તેઓનો વખત પુરો થયો અને ત્યાંજ તેઓ હક થઇ ગયા. એટલે

ઘાંચીઓની ખાતરજ પોતે પરદેશમાં જીવ આપી દીધો, અને મરતી વખતે પણ ઘરનું આંગણું તેમને નશીબ ન થયું ! ઘાંચી ભાઇઓ જો આ પીરની આવી લાગણી ઉપર વિચાર કરે તો ઘણું છે.

પીર કાયમદીન બાવા ઉપરાંત તેમના ભાઇ પીર ઇનાયતમીયાં સાહેબ પણ ઘાંચી ભાઇઓને ખોળવા અને તેમને સારી દુવા આપવા હમેશાં ચુંવાલ જીલ્લામાં (અમદાવાદ અને કડી જીલ્લાના ભાગમાં) ફર્યા કરતા હતા. તેમનું કામ પણ એજ હતું. એટલે આ બંને ભાઇઓએ ઘાંચીઓ માટે બેહદ મહેનત કરી છે. આ કામ તેઓ એટલું બધુ તો અગત્યનું સમજતા હતા કે હમેશાં તેમાંજ ગુંથાએલા રહેતા હતા; કારણકે આ એક ખાસ નેકી અને પરોપકારનું કામ હતું. ઘણો વખત તેઓ અમદાવાદ જીલ્લા અને કડી પ્રાંતના ગામોમાં ફરતા રહયા અને ઘાંચી ભાઇઓને ખોળી તેમને સારી દુવા આપી. તે પછી ફરતા ફરતા તેઓ પાલણપુર તરફના મુરીદોમાં ગયા અને ત્યાં થોડી મુદતમાં વખત પુરો થવાથી ઉઠી ગયા. તેમની લાશને તેમની બશારત પ્રમાણે પાછળથી કબરમાંથી કહાડી એકલબારે લાવી તેમના ભાઈ પીર કાયમદીન બાવા સાહેબની બાજુમાં દફનાવવામાં આવી. આ પ્રમાણે પીર ઇનાયતમીયાં સાહેબે પણ ઘાંચી ભાઇઓની લાગણીમાં પોતાની જીંદગી ખતમ

ફરી અને તેમને પણ ઘાંચીઓને લીધે મરતી વખતે ઘર નશીબ ન થયું !

તેમની પછી તેમના દીકરા પીર મોટામીયાં સાહેબ ઘાંચીઓની શોધમાં કડીથી નીકળ્યા અને ચુંવાલ, કાનમ, વિગેરે ઠેકાણે ફરતા ફરતા ભરૂચ જીલ્લામાં આવ્યા. ત્યાં તેમણે ઘણા ઘાંચીઓને ખોળી કહાડયા અને તેમને સારી દુવા આપી ઠેકાણે પાડયા. કાનમ જીલ્લાના વહોરા ભાઇઓ દાદા કાયમદીન બાવાને ઘણા માનતા હતા અને ઘણાઓએ તેમનાથી લાભ મેળવ્યો હતો એટલે આ પીર મોટામીયાં સાહેબ જે તેમના સગા ભત્રીજા થતા હતા તેમને પ્રેમથી વળગી પડયા, અને હમેશાં તેમની સેવા ચાકરી કરવા લાગ્યા. તેમનાથી પણ ઘણા વહોરા ભાઇઓને સારો લાભ મળ્યો. પીર સાહેબને જુના ઘાંચી મુરીદોની ઘણી કાળજી હતી તેથી તેઓ હમેશાં તેમના ખ્યાલમાંજ રહેતા હતા. કાનમ જીલ્લામાં બધે ફરીને હવે તેઓ ખાનદેશ તરફ જ્યાં ઘાંચીઓની વસ્તી વધારે હતી તે તરફ જવા રવાના થયા. નર્મદા અને તાપી નદી વચ્ચે તેઓ ફરતા ફરતા છેવટે માંગરોલ આવી પહોંચ્યા. તેઓ આગળ જવાની ખાહેશ રાખતા હતા પણ ત્યાંના વહોરા ભાઇઓએ તેમને ઘણાજ આગ્રહથી રોક્યા જેથી તેમના પ્રેમને વશ થઈ પીર સાહેબે

માંગરોલમાં મુકામ કર્યો. માંગરોલમાં આ પીર સાહેબનો મુકામ થયો એ પણ જુના મુરીદોને શોધવા નીકળવાનું પરિણામ હતું.

પીર સાહેબે માંગરોલમાં મુકામ કર્યો એટલે તેમને બીજા ભાઇઓ ઘેરી વળ્યા, અને તેમનું આગળ વધવાનું અટકી પડયું. જ્યારે આ વાતની મુંબાઇના ઘાંચી ભાઇઓને ખબર પડી ત્યારે તેઓ પોતે પીર સાહેબને તેડવા માંગરોલ આવ્યા અને તેમને મુંબાઇ લઇ ગયા. ત્યાં તેમણે ઘાંચી ભાઇઓને સારી દુવા આપી ઠેકાણે પાડયા. પીર સાહેબનો વિચાર તેમને સારી દુવા આપી જલદી પાછો ફરવાનો હતો, પણ એક ઘાંચી ગ્રહસ્થની ઓરતને ખુદા ઓલાદ આપે અને તેની ઉમેદ બર આવે એ ખ્યાલથી પોતે મુંબાઈમાં વધુ રોકાઈ ગયા. બાઇને ખુદાએ દીકરો આપ્યો, પણ પીર સાહેબની ઉમરની મુદત તેટલામાંજ પુરી થઈ ગઈ અને મુંબાઈમાંજ તેઓ વફાત પામ્યા. આથી સાફ જણાય છે કે આ પીર સાહેબને પણ ઘાંચી ભાઇઓની લાગણીને લીધેજ પરદેશમાં દેહ છોડવો પડયો !

આ પીર મોટામીયાં સાહેબ, તથા તેમના પિતા પીર ઈનાયતમીયાં સાહેબ, તથા તેમના કાકા પીર કાયમદીન

બાવા સાહેબ (એકલખારાવાળા) એ ત્રણેને ઘાંચી ભાઇઓની પાછળ ઘર મુકીને બહાર ગામ મોતને આધિન થવું પડ્યું ! આ ઘાંચી ભાઇઓની લાગણીનું કારણ નથી તો બીજું શું છે ? હઝરત બદરૂદ્દીન બાવાને ઘાંચીઓની છોકરીઓએ તેમની ઇબાદતમાં નાહક સતાવ્યા જેના પરિણામે ઘાંચીઓ અફરાતફરીમાં પડી ગયા અને ઘણા હેરાન થવા લાગ્યા, જેથી બદરૂદ્દીન બાવા સાહેબના આ બે દીકરા અને એક પોતરાએ આ પ્રમાણે ઘાંચીઓ પાછળ એટલી બધી રખડ પટી કરી કે તેમને આખર વખતે પણ ઘરનું આંગણું નશીબ ન થયું ! હવે આથી વધુ લાગણી બીજી કઇ હોઇ શકે ? ત્રણ મહાન પીરોએ ઘાંચીઓ માટે વતનથી બેવતન થઇ જીવ આપ્યા એ વાતનો જો ઘાંચી ભાઇઓ વિચાર કરે તો તેમને સમજાય કે માંગરોલની ગાદીએ તેમને માટે કેટલું બધુ દુ:ખ વેઠેલું છે. આટલું હોવા છતાં પણ જો ઘાંચી ભાઇઓ ગફલત કરે તો એમની મરજીની વાત છે ! પણ એ પીરોએ તો પોતાની ફરજ હદ ઉપરાંત બજાવી દીધી છે. કડી અને વીરમગામના ઘાંચી ભાઇઓ પણ તે વખતે ઘણી હાડમારીમાં હતા પણ આ પીરોની દુવાથીજ તેમને રાહત મળવા પામી છે, અને હાલ બધે ઘાંચીઓ જે ઠરીને બેઠા છે તે એમની મહેનતનોજ પ્રતાપ

છે. માંગરોલની ગાદીનો આ ઉપકાર ઘાંચી ભાઇઓ ઉપર શું ઓછો છે? આવી ઉઘાડી વાત છે તો પછી ઘાંચી ભાઇઓ એ ગાદીને માટે જેટલી લાગણી રાખે, તેનો જેટલો હુકમ પાળે, અને તેની જેટલી ખીજમત કરે તેટલી ઓછી છે. તેમણે ખુશ થવું જોઇએ કે તેમને આવી એક મહાન ગાદી મળી છે. [૧]

---

## માંગરોળની ગાદી અને મોમના ભાઇઓ.

મુંબાઇ ઇલાકાના મોમના—મુમન ભાઇઓ જે પીર મશાયખ સાહેબ ચિશ્તીને માનનારા છે તેમનો માંગરોલની ગાદી સાથે ખાસ સંબંધ છે. પીર મશાયખ સાહેબનો રોજો અમદાવાદમાં સારંગપૂર દરવાજા આગળ આવેલો છે. આ પીર સાહેબ જંત્રાલ ગામના રહેવાસી હતા પણ પાછળથી તેઓ કડી ગામે જઇને રહ્યા હતા. તેમણે માંગરોલના પીરોના એક મહાન વડીલ પીર તાજુદ્દીન

---

૧ આવા મહાન પીર મળ્યા છે તેવા વખતમાં કોઇ ઘાંચીભાઇ કોઇ આલતુ ફાલતુ માણસને પીરના જેવો ગણી તેને "બાવા બાવા" કરી તેને પીરની માફક ગાદીએ બેસાડે અને પોતાના પીરની વાત પર કાયમ ન રહે એ પોતાના ખરા પીરની ગાદીનું ઉઘાડું અપમાન ગણાય. અને તેથી હઝરત બાવા ફરીદ સાહેબની અને બીજા પીરોની અરવાહ જરૂર નારાજ થાય. આવો ભાઇ કદી બાવા ફરીદ સાહેબના ઝંડાની આશા રાખી શકે નહીં.

સાલેહ ચિસ્તી સાહેબ પાસેથી ખીલાફત મેળવી હતી અને ઘણા વરસ કડીમાં પીરની ખીજમતમાં રહી ન્યામત હાંસલ કરી હતી. તેમના પિતા ફાજલશાહ સાહેબ પણ પીર તાજુદીનના મુરીદ હતા અને તેઓ કડીમાંજ વફાત પામ્યા હતા. ફાજલશાહ સાહેબ તથા તેમના નાના દીકરા બાલાપીર સાહેબ બનેના રોજા કડીમાં છે. આ પ્રમાણે પીર મશાયખ સાહેબના કુટુંબના પીર હઝરત તાજુદીન સાલેહ હતા. પીર મશાયખ સાહેબને જે જ્ઞાન મળ્યું હતું તે આ પીર મોટામીયાં સાહેબના વડીલનોજ પ્રતાપ હતો, અને એ હિસાબેજ પીર મશાયખ સાહેબ પોતે ચિસ્તી તરીકાના ગણાય છે. હવે જે મુમન ભાઇઓ પીર મશાયખ સાહેબને માનનારા છે તેઓ પીર મશાયખ સાહેબના પીરને અને તેમના ખાનદાનને માને એ ઉઘાડું છે. આ રીતે મુમન ભાઇઓનો સંબંધ પણ માંગરોલની ગાદી સાથે ગાઢી રીતે જોડાએલો છે. પીર મશાયખ સાહેબને "ચિસ્તી" લકબ જે લાગેલો છે તે આ ગાદીના એક વડીલ પીરના સંબંધને લીધેજ છે પીર મશાયખ સાહેબ ચિસ્તી તરીકાના છે અને ચિસ્તી તરીકાની મોટામાં મોટી ગાદી આ માંગરોલનીજ છે. એટલે જે લોકો પોતાને પીર મશાયખ સાહેબને માનનારા બતાવે છે તેમને તો માંગરોલની ગાદીને માન્યા વગર ચાલેજ નહીં. કારણ કે તે પીર મશાયખ સાહેબના પીરની ઓલાદની છે. મુમન ભાઇઓ પીર મશાયખ સાહેબની કીતાબો વાંચે છે અને તેમાં છપાએલો ચિસ્તી સિલસિલો ચોખ્ખો બતાવેલો છે. જે ખાનદાન તરફથી પીર મશાયખ સાહેબને ફેજ મળેલો હોય તે ખાનદાનની મુમન ભાઇઓ જેટલી કદર કરે તેટલી થોડી છે. પીર મશાયખ સાહેબે અઢાર મણ

જેટલા કાગળોની કીનાઓ લખી છે અને તેથી મુમન ભાઇઓને જે તૌહીદની રોશની પહોંચી છે તે સઉ આ ચિશ્તી સિલસિલાનો પ્રતાપ છે. મુમન ભાઇઓ આથી જોઈ શકે છે કે તેમનો ખરો સંબંધ કઈ ગાદી સાથે છે.*

## માંગરોલની ગાદી અને નીરાંત પંથીઓ.

ગુજરાતમાં નીરાંતપંથ અને ભાવદાસ પંથ ચાલે છે, તેની હકીકત એવી છે કે નીરાંત ભગત પાલેજ પાસે આવેલા દેથાણુ ગામના તળબદા કોળી જ્ઞાતીના હતા. તેઓ પીર અમન સાહેબ જેમની દરગાહ પાલેજ પાસે તેલોદ ગામે છે તેમના શિષ્ય-ચેલા હતા, અને તેમનાથીજ તેમને બધું જ્ઞાન મળ્યું હતું. આ પીર અમન સાહેબ એકલબારાવાળા પીર કાયમદીન બાવા સાહેબના મુરીદ હતા એટલે પીર અમન સાહેબના જેટલા સેવકો હોય તેમના બધાના-વડા ગુરૂ દાદા કાયમદીન ગણાય છે.

ભાવદાસ પંથ ચાલે છે તે ભાવદાસ જાતના રબારી હતા. તેમના ગુરૂ જેમનું નામ હરીગુરૂ હતું તે જાતના કાછીયા હતા. અને એ હરીગુરૂ પીર અમન સાહેબના ચેલા હતા. આ પ્રમાણે ભાવદાસ પંથના મોટા ગુરૂ પણ એકલબારાવાળા પીર કાયમદીન બાવા સાહેબ કહેવાય છે. નીરાંત પંથના અને ભાવદાસ પંથના જેટલા સેવક લોકો છે તેમને પીર કાયમદીન બાવાને માન્યા વગર

---

* પીર મશાયખ સાહેબને માનનારા શેખ ભાઇઓ પણ આમાં આવી જાય છે.

ચાલેજ નહીં કારણ કે તેઓ પીર અમન સાહેબના પણ ગુરૂ છે. નીરાંત પંથ અને ભાવદાસ પંથની જ્યાં જ્યાં ગાદીઓ છે તે તમામની પહેલી ફરજ એ છે કે મહાન ઓલીયાઓ સાથેનો પોતાનો ખરો સંબંધ સારી રીતે જાળવી રાખવો. પીર અમન સાહેબ આ બંને પંથના ગુરૂ છે અને દાદા કાયમદીન બાવા પીર અમન સાહેબના ગુરૂ છે, એટલે દાદા કાયમદીન બાવા આ બંને પંથના વડા ગુરૂ છે એ ભુલવું જોઈતું નથી. પીર કાયમદીન બાવાનો સંબધ માંગરોલની ગાદી સાથે છે તેથી તેજ ગાદી હાલ તો એ પંથોના મોટા સ્થાને ગણી શકાય છે.

## માંગરોલની ગાદી અને કબીરપંથી ભાઇઓ.

કબીર સાહેબ એક મુસલમાન તાઇના ઘેર મુસલમાની સંસ્કારેમાં નાનાથી મોટા થયા હતા. તેમણે હીંદુ મુસલમાનોની એકતા કરવા માટે ઘણો પ્રયાસ કર્યો હતો. કેટલીક બાબતોમાં તેમણે રામાનંદજી મહારાજને ગુરૂ માન્યા હતા, અને કેટલીક બાબતમાં પંજાબવાળા પીર મીરાં શાહ ભીખ સાહેબ ચિસ્તીને ગુરૂ માન્ય હતા અને તેમના મુરીદ હતા. મીરાં શાહ ભીખ સાહેબ એ ચિસ્તી સંપ્રદાયના હતા અને એ સંપ્રદાય માંગરોલની ગાદીનો છે. જ્ઞાનમાં હીંદુ મુસલમાનનો સવાલ નથી પણ અહીં જોવાનુ એ છે કે કબીર સાહેબને જે જ્ઞાન મળેલું છે તેવામાં ચિસ્તી સંપ્રદાયનો ઘણો મોટો ફાળો છે. આ સંપ્રદાયના ઓલીયાઓએ નાતજાતનો કાંઇ પણ ભેદ રાખ્યા વગર લોકોને જ્ઞાનનો રસ્તો શીખવાડેલો છે અને

આજે પણ એજ ધોરણ ચાલુ છે. મીરાં શાહ ભીખ સાહેબ જે જ્ઞાનમાં કબીર સાહેબના ગુરૂ—પીર હતા તે ચિસ્તી સિલસિલાના હતા. આ ચિસ્તી સિલસિલાના હીંદુસ્તાનમાં મુળ પુરૂષ અજમેર શરીફ વાળા મહાન ખ્વાજા સાહેબ ગણાય છે. ખ્વાજા સાહેબે પોતાની જગાએ પોતાની પછી હઝરત બાવા ફરીદ સાહેબને ચિસ્તી સંપ્રદાયના વડા તરીકે કાયમ કરેલા છે, અને આજ બાવા ફરીદ સાહેબની ઓલાદમાં આ માંગરોલની ગાદીના પીરો છે. એટલે એમના સંપ્રદાયનું જ્ઞાન કબીર પંથમાં પણ ઘણું આવેલું છે. હવે આથી સાફ જણાય છે કે કબીરપંથનો સંબંધ પણ આ ગાદી સાથે છેજ.

---

## દરગાહમાં વધુ સવડની જરૂર.

પીર સાહેબ મુરીદોની કાળજી રાખવામાં કાંઇ પણ ખામી રાખતા નથી. હાલ દરગાહના કંપાઉન્ડમાં વાએજ તથા મોલુદ શરીફ પઢવા માટે એક મહેફીલખાનું બનાવવા તેઓ ખાએશ રાખે છે અને આશા છે કે તે થોડી મુદતમાં તૈયાર થઇ જશે. આ ચીજોની ગાદીના મુરીદોને ઘણી જરૂર છે માટે તે તૈયાર કર્યા વીના છુટકો નથી. વળી દર વરસ ઘણા મુરીદો ઉરસમાં આવતા હોવાથી ગામના મકાનો પુરાં પડતાં નથી તેથી દરગાહના કંપાઉન્ડમાં એક મોટી ચાલી બાંધવાની પણ પીર સાહેબને કાળજી છે જે ખુદાતાલા બર લાવશે. ઓલપાડના મુરીદોને આવા મકાનની ખાસ જરૂર છે, કારણ કે તેઓ અસલથી

બીજા માણસોને લઈ મોટા ખટલા સાથે ઉરસમાં આવે છે. મુંબા-ઇના મુરીદોને પણ આવા એક અલગ મકાનની ખાસ જરૂર છે. હવે માંગરોલમાં રેલ્વે થવાથી ઘણા મુરીદો દુરદુરથી મોટી સંખ્યામાં આવવા લાગ્યા છે એટલે હમણાંથી એની તજવીજ થાય તો ઠીક. ગામના આગેવાનોએ આ કામમાં પુરી મદદ કરવી જોઇએ, કારણ કે પીર ત્યાં લેટેલા છે એટલે દુરદુરથી લોકો ત્યાં આવે છે. પીરની જગા કાયમ છે તેને વધારવાની કોશીશ કરવી જોઇએ. પીરનોજ પ્રતાપ છે કે માંગરોલનું નામ બધે પ્રસિધ્ધ થઇ રહયું છે. પીરની જગા તેમના ગામમાં જુના વખતથી છે તેથી ત્યાં હજારો લોકો આવે છે માટે ગામના આગેવાનોએ આ પીરની જગા ઉપર બીજી ચીજ કરતાં વધારે ધ્યાન આપવું જોઇએ, અને ખુદાતાલાએ આપેલી આવી બરકતી ચીજ માટે તેનો આભાર માનવો જોઇએ.

હાલમાં માંગરોલમાં તથા એકલબારામાં પીર મોટામીયાં સાહેબનો જે જે બાંધકામો કરવાનો ઇરાદો છે તેનાથ લોકો અજાણ્યા નથી. તેમણે એકલબારામાં એક મોટો પાકો કુવો તૈયાર કરાવ્યો છે જેથી ત્યાં પહેલાં પાણીની જે ભારે મુસ્કેલી હતી તે દુર થઈ છે. વળી બંને ઠેકાણે હજુ પણ ઘણાં બાંધકામો કરવાની તેમની કોશીશ જારી છે. પીર સાહેબે એકલબારાની જુની દરગાહને ફરીથી ઘણા રૂપીઆ ખરચી દુરસ્ત બનાવી છે, અને બહારના સહેનમાં પત્થર ચોડવાનું અને દરગાહમાં પત્થરના ગાલીચાનું કામ પુરૂં કરાવ્યું છે, તથા ત્યાં એક સારી મસ્જીદ તથા એક મોટી ચાલી તૈયાર કરાવી છે. હજુ પણ ત્યાં વધુ સુધારાની જરૂર છે જે થએ જાય છે.

# ઓલીયાઓની જયારત.

પીર—વલી લોકો ખુદાના આશક અને તેના ખાસ બંદા છે. તેમના ઉપર ખુદાની હમેશાં મહેરબાની અને મીઠી નજર હોય છે. તેઓ હમેશાં તેની છાયા નીચેજ રહે છે. જયારે તેઓ દુનીયાથી પડદે થાય છે ત્યારે તેમની રૂહ (આત્મા) તેમના શરીરથી જુદી થઇ તેની નેકીના સબબથી એક સારી જગાએ જઇ શાંતિ અખત્યાર કરે છે, અને શરીર જમીનમાં દફન થાય છે. નેક રૂહ ઘણી મુદત સુધી આ શરીરમાં રહીને શરીર પાસે સારાં કામ કરાવે છે જેથી તે ખુદા-તાલાની પસંદગી મેળવી વધારે નેકી ધારણ કરે છે, અને શરીરને પણ નેકીનાં કામ કરવામાં સામીલ રાખે છે. તેના નેક સંબંધના લીધે શરીર નેક કામો કરનારૂં ખુદાતાલાની નજરમાં સાબીત થાય છે, તેથી તેના ઉપર રૂહના જેવી ખુદાતાલાની રહેમ નજર અને કૃપા થાય છે. આવું નેક કામ કરનારૂં શરીર જેણે પોતાના સાંધા ખુદાતાલાનો હુકમ ઉઠાવવામાંજ વાપર્યો હોય, તે જ્યાં દફન થાય છે ત્યાં તેની ઉપર ખુદાતાલાની મહેરબાનીની છાયા અને ફરિસ્તાઓની નીગેબાહની રહે છે. નેક રૂહ ઉપર જેવી ખુદાતાલાંની રહેમ નજર હોય છે તેવીજ તેના સંબંધવાળા નેક શરીર ઉપર પણ હોય છે, તેથી એવું નેક શરીર જ્યાં દફન કરેલું હોય છે ત્યાં જવાથી માણસને ખુદાતાલાની રહેમ નજરનો હીસ્સો ન મળે એમ કહેવાયજ નહી. ત્યાં જઇને ખુદાતાલાની તોહીદની તારીફ કરે અને દરૂદ પડે તો તેને બહેકાવનારી વૃત્તીઓ દુર થઈ તેનું મન ચોખું થઈ જાય. ત્યાં તે જઇ ચોકખી નઇયતથી જે કાંઇ ખ્યાલ કરે અને ખુદાતાલાની બંદગી કરે તેથી તેને ફાયદો

થયા વિના રહે નહી. આથીજ ઓલીયાઓના મઝારની જ્યારત કરવા જવાનો શરીઅતે હુકમ આપેલો છે.

---

## ઓલીયાઓ મરતા નથી.

ઓલીઆઓની નેક રૂહ તેમના નેક શરીરથી અલગ થઈ નેક જગાએ જઇ શાંતિ સાથે વાસ કરે છે. આવી નેક રૂહ હમેશાં ખુદાતાલાની રહેમ નજર અને શાંતિને લીધે કોઈ ચીજમાં લપટાએલી કે ગુંથાએલી હોતી નથી. એટલે તે સ્વતંત્ર હોઇ તેને બીજા જીવતા માણુસોની હાલત જાણુવાનો તથા તે ઉપર નજર કરવાનો વખત મળે છે. પણુ જે લોકો હમેશાં કાળાં ધોળાં કરી લોકોનાં ગળાં કાપી મરી ગએલા હોય છે તેમની રૂહ તથા શરીર બનેએ કાંઇ પણુ નેકી કરેલી હોતી નથી. એટલે તેમના શરીરને પીડામાં પડવું પડે છે અને રૂહ પણુ પાપના કુંડમાં પડે છે. તેમની રૂહ આફતમાં સપડાએલી હોવાથી તેને કોઈ પણુ ઠેકાણે જવાનો કે કાંઇ પણુ જોવાનો વખત મળતો નથી અને બદીને લીધે તેને એજ હાલતમાં રહેવું પડે છે, એટલે તે મુરદા સમાનજ છે. પણુ ઓલીઆઓની રૂહ નચીંત સ્વતંત્ર અને છુટી હોવાથી શકિત ધરાવે છે અને તેથીજ તેમના ગુજરવા પછી પણુ તેમનાથી લોકોને ફાયદો પહોંચે છે.

આપણે જોઇએ છીએ કે જે સખસને હાકેમ ચાહે છે તેની સાથે ઓળખાણુ કરવાને અને તેની મહોબત મેળવવાને બધા લોકો

કોશીશ કરે છે. ત્યારે પછી ખુદા જેને ચાહે તેની મહોબત કરવા લોકો દોડે એ દેખીતુ છે. હાકેમની ઓળખાણવાળો માણસ કોઇની સીફારસ હાકેમને કરે છે તો તેને માનવી પડે છે, ત્યારે આ તો ખુદાના ખાસ લાલ છે, માટે તેમની દુઆ કબુલ થાય એમાં નવાઈ જેવું નથી. જાદુગરના જાદુને લોકો કબુલ કરે છે કે તે છે તો પીરની કરામત કબુલ કરવામાં શું વાંધો છે ?

"મલફુઝાતે ખ્વાજગાને ચિશ્ત" નામની કિતાબના દીબાચામાં લખ્યું છે કે એક પ્રસંગે મોલવી ગુલામ મોહમ્મદખાન સાહેબે કહ્યું હતું કે મહાત્મા—પીર મૌલાના ફખરૂદીન સાહેબ ચિસ્તી જ્યારે ગુજરેવા લાગ્યા ત્યારે કેટલાક લાગતા વળગતા લોકોએ તેમને પુછ્યું કે આપના સતસંગથી હમણાં સુધી અમને જે લાભ મળતો હતો તે આપના ઉઠી ગયા પછી મળવો કઠણ છે, માટે આપ અમને કોઇ એવા બુજુર્ગ—પીર મહાત્મા બતાવો કે અમે તેમની સેવામાં હાજર થઈ ફાયદો મેળવી શકીએ. ત્યારે તેમણે ફરમાવ્યું કે ઓલીયા—પીર મરતા નથી પણ એક ઠેકાણેથી બીજે ઠેકાણે માત્ર જગા ફેર બદલ કરે છે. તેમનાથી લોકોને જેવો તેમની જીંદગીમાં ફાયદો પહોંચે છે તેવોજ ગુજરવા પછી પણ પહોચે છે એટલુંજ નહી, પણ આ સ્થુલ શરીર સાથેનો સંબંધ છુટી જવાથી તેમની આત્મિક—રૂહાની શકિત ઘણે દરજ્જે વધી જાય છે. તેથી તમારે માટે પીર—ઓલીયાઓની દરગાહો અને તેમની શુભ વાણીઓ બસ છે. જો એ તરફ લક્ષ આપશો તો માંગશો તે લાભ મળશે.

— — —

# પીર-વલી લોકોની કરામત ગુજર્યા પછી પણ કાયમ રહી શકે છે.

ઉપલા વિષય વિશે "અખબારે ઇસ્લામ" ના અધિપતિ સાહેબ પોતાના તા. ૨૩ જાનેવારી સને ૧૯૧૫ ના અંકમાં લખે છે કે "હાલના જમાનામાં કેટલાક લોકો એવું માનતા થઈ ગયા છે કે પીર, વલી પોતાની કરામતથી જીવતાં તો દુનીયાદાર લોકોને ફાયદો પહોંચાડી શકે છે પણ આ દુનીયાથી ઉઠયા પછી તેમની કરામત કાયમ રહી શકતી નથી. આવા ખ્યાલ કરનારા લોકો માટે હાલમાં વીલાયતમાં એક મહાન સાયન્ટીસ્ટ સર ઑલીવર લૉજ નામના પ્રખ્યાત યુરોપીઅન વીદ્વાને એક જાહેર ભાષણ આપ્યું છે જે "સાંજ-વર્તમાન" પત્રના તા. ૨૧ જાનેવારી સને ૧૯૧૫ ના અંકમાં ૧૬ મા પાને અંગ્રેજીમાં પ્રસીધ્ધ થયું છે. એ વીદ્વાન આ બાબતમાં સાયન્સના આધારે એવી તો ઉમદા દલીલો રજુ કરે છે કે તે આપણે માનવીજ પડે. હાલના કેળવાએલા સુધરેલા અને સાયન્સમાં આગળ વધેલા પરકોમના લોકો ઓલીયાઓ દુનીયાથી ઉઠયા પછી કરામત ચલાવી શકે છે એવું બાપોકાર જાહેર કરે છે ત્યારે આપણામાંના કેટલાક પોતાના અસલ શિક્ષણથી વેગળા જઇ તેથી ઉલટી રીતે માનવાનો નવો પ્રયત્ન કરવા લાગ્યા છે. પણ તેમણે સમજવું જોઇએ કે સાયન્સની શોધખોળ કરનારા વીદ્વાનો આગળ જતાં એવા એવા નવા વિચારો દાખલા દલીલો સાથે દુનીયા આગળ રજુ કરશે કે જો મુસલમાન લોકો પોતાના શાસ્ત્રના અસલ શિક્ષણને વળગી રહેશે તોજ ફાવી શકશે, નહી તો તેમને ટકી રહેવું મુશ્કેલ થઇ પડશે."

# ઐ.લીયાઓનો મરતબો

"મજમુંએ તસવ્વુફ" નામની કિતાબના આદાબુલ ફોકરા નામના ભાગમાં લખ્યુ છે કે "હઝરત અબદુલ્લા બિન માલીક રદી૦ થી નકલ છે કે મને મોહંમદ બિન અહમદ આબિદે કહ્યું કે હું જુમા (શુક્રવાર) ના દિવશે અસરની નમાઝ પછી બેતુંલ મુકદદસમાં સુલેમાની દરવાજા આગળ બેઠો હતો તેવામાં અચાનક બે સખસ ત્યાં આવ્યા અને થોડે છેટે છેટે બેઠા. મેં ડરતાં ડરતાં તેમને પુછ્યું કે તમે કોણ છો, અને કયાંથી આવો છો? ત્યારે જે તદન નજદીક હતો તેણે જવાબ આપ્યો "કે હું ખીદર પેગમ્બર છું, અને આ મારી સાથે છે તે ઇલિયાસ પેગમ્બર છે. તમે બીતા ના. હું તમને એક દોઆ બતાવું છું તે તમે જુમાના રોજ કીબલા તરફ મોઢું રાખી અસરની નમાઝ પછી પડવી શરૂ કરજો, આથી તમારા મનની મુરાદ પુરી થશે." તે ઉપરથી હું ઘણો ખુશી થયો, અને બીક મટી ગઇ. પછી મેં અરજ કરી કે "આપને વલી લોકોની હકીકત તો સારી રીતે રોશન હશે." ત્યારે તેમણે કહ્યું કે "હા, સાંભળો. જ્યારે મહાન હઝરત મોહંમદ પેગમ્બર સલ્અમ રૂપી સુર્ય આ દુનીઆમાંથી અસ્ત થયો, ત્યારે બધે અંધકાર થવા જેવું લાગ્યું. આથી પૃથ્વી-જમીને દીલગીર થઇ ખુદા આગળ અરજ કરી કે હે પાકપરવર દીગાર, તેં તારા નબી-પેગમ્બરને ઉઠાવી લીધા એટલે મારૂ તો સર્વે ચાલ્યું ગયું. મને શોકના દરીયામાં નાખી દીધી. અને નકામી જેવી કરી નાખી. હવે કયામત સુધી મારો ટેકો તો તેં કોઇ રાખ્યો નથી. ત્યારે ખુદાનો હુકમ થયો કે હે જમીન, તું

ગભરાતી ના. તારે ખેદ કરવાની જરૂર નથી. હું તારા ઉપર એવા વલી લોકો પેદા કરીશ કે જેના નુરથી તને સૂર્યની માફક ચમકાવીશ–રોશન કરીશ, અને તેને આસમાનથી વધારે શોભાયમાન કરીશ. તારૂં બધું કારખાનું તેમની મારફતથી હંમેશા મુજબ જારી રહેશે. અને ખુદાએ કર્યું પણ તેમજ. હર જમાનામાં વલી લોકો પેદા કર્યા અને તેમનાથી દુનીયાનું કારખાનું ચલાવ્યું.

"સફીનતુલ અઓલીયા" નામની કિતાબમાં લખ્યું છે કે "હઝરત પેગમ્બર પછી મહાન દરજ્જાવાળાં અને કરામતવાળા વલી લોકો છે. તેમની મહોબત અને તાઝીમ કરવી, તેમની સાથે મળવું, તેમના ઉપર આકીન રાખવું, તેમની સાચા દીલથી ખીદમત–ચાકરી કરવી, તેમની પાસે જવું, તેમની જરૂરીઆતો તરફ જોવું, વિગેરે સેવાઓની ખુદા આગળ ઘણી સારી ગણુંતરી થાય છે, કેમકે તેઓ શુરા પુરૂષો છે. જેણે તેમને રાજી રાખ્યા, તેણે ખુદાને રાજી રાખ્યો. તેઓ જ્ઞાની, નમ્ર, ઉદાર, નેક, સાચા, અને શરીયત, તરીકત, હકીકતના પાબંદ હોય છે. તેમને સતાવવું એ ખુદાનો ગજબ અને કેર વ્હોરી લેવા જેવું છે. તેમને દુઃખ દેવાથી ખેદાન મેદાન થઈ જાય છે, અને સત્યાનાશ વળી જાય છે, અને તેમના દીદાર કરવાથી ગુન્હા દુર થઇ જાય છે એટલુંજ નહિં, પણ બંને લોકમાં કલ્યાણ થાય છે. તેમની સહોબતમાં રહેવાથી અને તેમની રહેણી અને સુખન પ્રમાણે વર્તવાથી-ભારે દરજ્જો મળે છે. અને તેમની કબરોની જ્યારત કરવાથી મોટું ફળ મળે છે.

"અબુલ–આસ" કહે છે કે ખુદના દોસ્તોનો હાથ પકડ કે તેઓ તારી શીફારશ કરે. જે કોઇ અલ્લાહના દોસ્તોની દોસ્તીથી

મ્હોડું ફેરવે છે તે તેની સજાને પહોંચે છે, અને ખુદા તેને દોસ્ત ગણુતો નથી. નેક માણસોની સોબત નેકી કરતાં વધારે અસર પેદા કરી શકે છે. ઓલીઆ અલ્લાહ સલામતીના સબબ હોય છે. તેમના પ્રતાપથી વરસાદ વરસે છે, અને એમના કદમની બરકતથી આબાદી થાય છે. જે કોઇ તેમની ખીદમત ખરા દીલથી સાત દહાડા કરે છે તેમને સાતસો વરસની બંદગીનું ફળ મળે છે. જે પોતાના પીરની ખીદમત કરે છે તેને હજાર સાલનું પુન્ય મળે છે. તેમના હાથ ચુમવાથી હજારો ગુન્હા માફ થઇ જાય છે અને દીન દુનીયામાં તેનું દળદર દુર થઇ જાય છે. તેમની જ્યારત માટે જેટલાં ડગલાં ચાલીએ તેટલોજ સવાબ મળે છે. એમનો હાથ પકડવો એ પેગમ્બર સલ્અમનો હાથ પકડવા સમાન છે. એવીજ રીતે એમની સાથે મહોબત કરવી એ ખુદાની સાથે મહોબત કરવા બરાબર છે, કારણ કે તે તેનાં દોસ્ત છે. જો તે લોકો ન હોત તો દરરોજ હજાર બલાઓ અને આફતો આવત. હઝરત પીરાન પીર (ક૦ સ૦) ફરમાવે છે કે ઓલીયા અલ્લાહ દુનીયાં અને આખેરતના બાદશાહ ગણાય છે, અને જે વલી જે ઠેકાણે મુકરર હોય છે તે તે ઠેકાણાનાં હાકેમ ગણાય છે. હઝરત અબદુલ્લા મગઝલી કહે છે કે ઓલીયાઓના પગની બરકતથી દુનીઆની આફતો દુર થાય છે.

---

## વલી લોકોની મહોબતનુ ફળ.

"ઇસરારૂલ-ઓલીયા" નામની કિતાબમાં મોલાના પીર બદરૂદીન ઇસહાક સાહેબ લખે છે કે કયામતના દિવસે એક સખસને બાંધવામાં આવશે, અને તેણે કરેલી બંદગી (નમાજ, રોજા, હજ

વગેરે) વિષે પુછવામાં આવશે. જ્યારે બંદગી વિષેનો સવાલ. પુરો થઇ રહેશે ત્યારે હુકમ થશે કે એને દોઝખ–નર્કમાં લઇ જાઓ. પેલો સખસ અરજ કરશે કે મેં તો દુનિઆમાં ઘણાં નેક કામો કર્યાં છે. જહાંનમમાં શું કરવા લઇ જાઓ છો. ત્યારે હુકમ થશે કે તું દુનિઆમાં મહાત્મા–પીર–વલી–દુરવેશ લોકોથી મોઢું ફેરવતો હતો તેથી અમે પણ આજે તારાથી મ્હોડું ફેરવીએ છીએ, અને તારી ઇબાદત– ઉપાસનાને તારા મ્હોંડા ઉપર મારીએ છીએ. વળી એક બીજા સખસને ત્યાં લાવવામાં આવશે. ને ઘણી ભયભીત હાલમાં હશે. તેને માટે હુકમ થશે કે તેને જન્નત–સ્વર્ગમાં લઇ જાઓ. એ સખસ હેરાન થશે કે મારી નેકી એટલી બધી નથી અને મને આવો હુકમ કેવી રીતે આપવામાં આવ્યો. ત્યારે હુકમ થશે કે હે સખસ તું દુનીઆમાં નેકી વધારે કરતો ન હતો. પણ તને જે કાંઈ મળતું તે તું પીર–દુરવેશોની સેવામાં હાજર કરી તેમની મહોબતમાં ખરચતો હતો તેથી તેમની દુઆને લીધે તું જન્નતમાં જાય છે. ઓલીઆઓની મીઠી નજર એ એક ઘણી ઉમદા ચીજ છે.

**મલફુઝાતે–ખ્વાજગાને–ચિશ્ત** નામની કિતાબમાં લખ્યું છે કે " પેગંબર સલ્લમ ફરમાવે છે કે 'જે સખસ જે લોકો સાથે મહોબત રાખે છે તે સખસ તેમનામાંનો ગણાય છે', વળી એક હદીસે કુદસીમાં ફરમાવ્યું છે કે 'અલ્લાહના દોસ્તોની વાતો કર્યા કરો કે, કયામતના દિવસે તેમની સાથે ઉઠવાનું બને.' મૌલાના અબ્દુલ રહેમાન જામી સાહેબ પોતાની ઇફહાતુલ ઉન્સ નામની કિતાબમાં લખે છે કે, એક દિવસ કેટલાક અસહાબોએ ભેગા થઇને હજરત પેગમ્બર સલ્લમને પુછ્યું કે 'હે દીન દુનિયાના સરદાર આ

માણુસ એવો છે જે એક નેક કામ સાથે મહોબત રાખે છે, પણ તેનાં જેવાં નેક કામ કરી શકતો નથી તો તે કયા ટોળામાં (કયામતના દહાડે) હશે? પોતે ફરમાવ્યું કે 'એ માણુસ જેની સાથે મહોબત રાખે છે તેની સાથે હશે."

વળી હઝરત પેગમ્બર સલ્અમ ફરમાવે છે કે 'જે સખસ જેની સાથે મહોબત રાખે છે તે ઘણે ભાગે તેની વાતો કર્યા કરે છે.' ટુંકામા વલી લોકોનું વર્ણન કરવાથી બેશુમાર લાભ થાય છે. કારણુ કે તેમનું વર્ણન કરવું એ પણ એક પ્રકારની બંદગી ઈબાદત છે."

એજ **મલફુઝાતે-ખ્વાજગાને-ચિશ્ત** કિતાબમાં લખ્યું છે કે એક હદીસ (પેગમ્બરની વાણી) એવી છે કે કયામતના દિવસે એક શખસ એવો હશે કે જેનાં ખરાબ કામ સારા કામ કરતાં વધારે હશે. તે બિચારો તે વખતે ઘણી નાઉમેદીમાં પડેલો હશે, તેવામાં ખુદાતઆલા ફરમાવશે કે "હે મારા બંદા, ફલાણા મહોલાના બુઝુર્ગ—વલીને તું ઓળખતો હતો?" તે શખસ અરજ કરશે કે હે પાક પરવરદીગાર હું તેને ઓળખતો હતો અને તેના દીદાર—દર્શનનો પણ મેં લાભ લીધો હતો. તે ઉપરથી ખુદા ફરમાવશે કે જા તેં એના દર્શનનો લાભ લીધો હતો તેથી હું તને માફ કરૂં છું. વળી લખ્યું છે કે ખ્વાજા હાજી શરીફ ઝિન્દની જે ચિશ્તી સંપ્રદાયના એક મહાત્મા હતા તેમના જમાનામાં એક શખસ હતો જે હંમેશા ખોટાં કામ કર્યા કરતો હતો. આ શખસ ભોગજોગે ઉપલા મહાત્માની સેવામાં જઈ ચડયો અને તેમના દર્શનથી ભાગ્યશાળી થયો. જ્યારે તે ગુજરી ગયો ત્યારે લોકોએ તેને સ્વપ્નામાં એક

સારી જગાએ જોયો. તેમણે તેને પૂછ્યું કે ભાઇ તને આવો દરજ્જો ક્યાંથી મળ્યો. ત્યારે તેણે કહ્યું કે "હું એક વખત પીર ખ્વાજા હાજી શરીફ ઝિન્દનીની સેવામા માજર થયો હતો અને તેમના દર્શનથી ભાગ્યશાળી થયો હતો એટલા માટે ખુદાતાલાએ મને આ મરતબો આપેલો છે. જ્યારે લોકો મને કબરમાં દફન કરીને ગયાં ત્યારે ફરિસ્તા મને આવીને કનડવા લાગ્યા; એટલામાં એક શખસ નુરાની ચહેરાવાળો આવ્યો અને પેલા ફરિસ્તાઓને કહેવા લાગ્યો કે એને સતાવશો નહીં, એ શખસ ખ્વાજા હાજી શરીફ ઝિન્દનીની સેવામાં એક દિવસ હાજર થયો હતો તેથી તેના સઘળા ગુન્હા માફ થઇ ગયા છે."

—:o:—

## ઓલીયાઓની મુલાકાત.

### સત્સંગ.

વલી લોકો દુનીયાના ચિરાગ (દીવા) છે. એમનો દુશ્મન દોજખી છે, અને એમનો દોસ્ત ખરો જન્નતી છે. એમની વાત જ્યાં નીકળે છે ત્યાં ખુદાની રહેમત થાય છે, કેમકે તેમનો દરજ્જો સૌથી ચઢતો છે. જ્યારે તેઓ દુનીયાંથી ઉઠે છે ત્યારે આસમાન અને જમીન રડે છે. ઇમાનવાળાઓને તેથી ઘણી દીલગીરી થાય છે. જે લોકો વલી લોકોને સતાવે છે અને તેમનું ભુંડું બોલે છે તેમને વહેલી મોડી જરૂર સજા થાય છે, કારણ કે વલી લોકોના મહોંડામાંથી જે સુખન નીકળે છે ને કદી પાછો પડતો નથી; ખુદાતાલા તે કબુલજ કરે છે.* કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે "ખરેખર

* જુઓ "મજમુએ તસવ્વુફ" નામની કીતાબનું પાનું ૨૧-૨૨-૨૩.

અલ્લાહના વલી લોકોને કાંઇ પણ બીક નથી, અને તેમને કોઈ દહાડો દીલગીર થવાનો વખત આવતો નથી ×" કુરાને શરીફમાં સુરએ કહફવાળા ભાગમાં ખુદાના પ્યારાઓની સંગતમાં રહેનાર એક નેક કુતરા વીશેની એક બીના વર્ણવેલી છે. કહફ એ એફસુસ નામના શહેર પાસે એક પર્વતમાં (જીરમ નામની) ગુફા હતી. તે વખતે રાજા દકીયાનુસનો અમલ હતો, અને તે હકીમ રાજધાનીમાં રહેતો હતો. કહે છે કે આ દકીયાનુસે પોતાના રાજ્યમાં બધાને મૂર્તીપૂજા કરવાનો સખત હુકમ આપ્યો હતો, અને તેણે તે માટે એક મ્હોટું દહેરૂં બંધાવ્યું હતું. ૭ જણાઓ જે ખાસ ખુદાના પ્યારા હતા તેમણે તેનું કહેવું માન્યું નહિં, તે ઉપરથી દકીયાનુસે તેમની ચીજભાવ લઈ લીધી અને કહ્યું કે હું તમને વખત આપું છું માટે વિચાર કરો. જો મારૂં કહેવું નહિ માનો તો હું તમને મારી નાખીશ. આ ઉપરથી પેલા છએ સખસો એ તકનો લાભ લઈ પોતાનું થોડું ઘણું લઈ ત્યાંથી નીકળી ગયા. રસ્તામાં તેમને એક ભરવાડ કે જે ખુદાનો દોસ્ત હતો તે મળ્યો, અને તેમની સાથે થયો. તેનો એક કુતરો પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો. આ જોઇ પેલા સખ્સોએ તેને હાંકી કાઢવા માંડયો, તેથી ખુદાએ તે કુતરાને જીભ આપી, અને તે બોલ્યો, કે જેઓ ખુદાના પ્યારા છે તેમના ઉપર હું પ્યાર રાખું છું. તમે ગુફામાં જજો અને હું બહાર તમારી ચોકી કરીશ. આથી તેને સાથે લીધો. ભરવાડની સુચનાથી તેઓ એક ગુફામાં દાખલ થયા, અને ત્યાં આસરે ત્રણસેં વરસ સુધી રહ્યા. તફસીરં-

---

× અલા ઈન્ના ઔલીઆ અલ્લાહે લાખઔફુન અલયહીમ વલાહું હુમ યહઝનૂન.

વાળા લખે છે, કે આ કુતરો સત્સંગ–નેક સોબતને લીધે જન્નતમાં જશે. હવે અહીં જોવાનું એ છે કે જ્યારે કુતરા જેવું એક હલકું પ્રાણી ખુદાના પ્યારાઓની મહોબત અને સહોબતને લીધે જન્નતમાં જશે તો માણુસ જાય એમાં શી નવાઇ!

---

## પીરના દીદાર.

"હલીલુલ આરેફીન" નામની કિતાબમાં ખ્વાજા કુતબોદ્દીન સાહેબ ચિશ્તી લખે છે કે અજમેર શરીફવાળા હઝરત ખ્વાજા મુઇનુદ્દીન સાહેબ ચિશ્તી એક દીવસ ફરમાવતા હતા કે આપણા પીરના દિદાર–દર્શન કરવા અને તેમની સેવા કરવી એ પણ એક પ્રકારની બંદગી છે. વળી આગળ ચાલતાં પોતે ફરમાવ્યું છે કે પહેલાં એક સખસ થઇ ગયો છે જે ઘણોજ પવિત્ર અને ધર્મિષ્ટ હતો. તે ખુદાની એટલી બધી બંદગી કરતો હતો કે એક પળ પણ ખાલી જતી નહીં. જ્યારે તે ગુજરી ગયો ત્યારે લોકોએ તેને ખ્વાબમાં જોયો અને પુછ્યું કે ખુદા તાલાએ તારો હીસાબ કેવી રીતે લીધો? તેણે કહ્યું મને પાર કરી બક્ષી દીધો. લોકોએ તેને પુછ્યું કે તારૂં કયું કામ તેને પસંદ પડયું? ત્યારે તેણે કહયું કે મને હુકમ થયો કે તું પીરની સેવા કરવામાં જરા પણ પાછો પડયો નથી તેથી તને બક્ષી દેવામાં આવે છે. વળી ખ્વાજા સાહેબ ફરમાવતા હતા કે કયામતના દિવસે નબીયો તથા ઓલીયા લોકો કબૂરમાંથી ઉઠશે ત્યારે તેમના ખભા ઉપર એક કામળ હશે. આ કામળ એક લાખ સુતરના આડા તાર તથા એક લાખ ઉભા તારની હશે. તેમના શરીર ઉપર તે પહેરશે, અને પુલ સિરાતનો ત્રીસ હજાર

વરસનો ધાંટીવાળો રસ્તો પેલી કામળીની બરકતથી એક પળવારમાં પાર કરશે અને જન્તનમાં દાખલ થશે.

---

## પીર ઉપર આકીન.

હઝરત બાવા ફરીદ સાહેબ શકરગંજ ચિશ્તી પોતાની "ફવાએદુસ્‌-સાલેકીન" નામની કિતાબમાં લખે છે કે એક દીવસ મારા પીર ખ્વાજા કુતબુદીન સાહેબ આગળ મુરીદના આકીન વિષે વાતચીત થઇ રહી હતી, તે વખતે ખ્વાજા કુતબુદીન સાહેબે ફરમાવ્યું કે બુગદાદમાં એક દુરવેશ-ફકીરને પકડીને કાજીની પાસે લઇ આવ્યા. કાજીએ ચોકસી કરીને તેને કતલ કરવાનો હુકમ આપ્યો. કતલ કરનાર માણુસ ફકીરને મુકરર કરેલી જગાએ મારવા લઈ ગયો, અને તેને કીબલા (મકકા) તરફ મોં કરીને ઉભો રાખ્યો. તે કતલ કરવાની તઇયારી કરતો હતો એટલામા પેલા ફકીરે કિબલા તરફથી ફરીને પોતાના પીરના મઝાર (કબર) તરફ મ્હોં કરી લીધું. કતલ કરનાર માણુસે કહયું કે મોત વેળાએ મ્હોંડુ કિબલા તરફ રાખવું જોઇએ. પેલા ફકીરે કહયું કે તું તારે તારૂં કામ કર, મારૂં મ્હોં તો મારા કિબલા તરફજ છે. પેલા બને જણુ વચ્ચે આમ રકઝક ચાલતી હતી એવામાં એક માણુસ બાદશાહ તરફથી હુકમ લઇને આવ્યો કે એ ફકીરનો ગુન્હો બાદશાહે માફ કર્યો છે, માટે તેને છોડી મુકો. તે પછી ખ્વાજા કુતબુદીન સાહેબે ફરમાવ્યું કે જુઓ એ ફકીરે પોતાનું આકીન પોતાના પીર ઉપર દ્રઢ રાખ્યું તો આફત પણુ તેને કાંઈ કરી શકી નહીં. વળી ફરીદ બાવા સાહેબે આગળ ચાલતાં ફરમાવ્યુ છે કે મુરીદ જેવી રીતે પીરની અદબ

તેમની હાજરીમાં કરે છે તેવીજ અદબ પીર યાદ આવતાં તેમની ગેર હાજરીમાં પણ કરવી જોઈએ, અને જ્યારે તેઓ દુનિયાથી ઉઠી જાય ત્યારે તો તેમની અદબ તેથી પણ વધારે કરવી જોઈએ.

---

## પીરની અદબ.

મુરીદોએ પીરની સેવામાં હમેશાં અદબથી હાજર રહેવું જોઇએ. સુલુકની કીતાબોમાં લખ્યું છે કે જે મુરીદ પીરની આગળ અદબથી રહે છે તેના ઉપર પીરની મહોબત થાય છે, અને અલ્લાહ તઆલાની તેના ઉપર રહેમત થાય છે. તેમજ તે કોઇ ચીજનો મોહતાજ હેતો નથી. મુરીદે કેવી રીતે ચાલવું તેનું બિયાન (વર્ણન) સુલુકની કીતાબોમાં નીચે પ્રમાણે લખ્યું છે.

૧. પીર ઉપર પાકું આકીન રાખવું જોઇએ, અને જે સારી સારી વાતો પીર કહે તે ઉપર ખરા દીલથી ધ્યાન આપવું જોઇએ. જે કોઈ આથી ઉલટો ચાલે છે તેને પીરના મરતબા તથા ભેદની ખબર પડતી નથી. મુરીદે પીરની ખીજમત અને સેવા ચાકરીને પોતાની નજાત (મુક્તિ) નું એક કારણ સમજવું જોઇએ. "જેનો પીર નહીં તેનો પીર શેતાન છે," એ ઇસ્લામના મહાન બુઝુર્ગોનું કહેવું ધ્યાનમાં રાખવું જોઇએ.

૨. પીરની સેવા કરવામાં પોતાના જીવની પણ દરકાર ન કરવી જોઇએ. જો મુરીદ આ પ્રમાણે કરે તો તે પોતાની ઉમેદને પહોંચે એમાં શક નથી. ઘણી વખત તેની પરીક્ષા પણ થાય છે, માટે તેથી નહી ગભરાતાં પોતાના આકીનમાં કાયમ રહી પીરની અદબ કરવામાં કાંઈ પણ ખતરો (શક) લાવવો ન જોઇએ.

૩. પીરના હુકમની કદી નાફરમાની ન કરવી જોઇએ. તેમના હુકમ ઉપર રાજી રહેવું જોઇએ. કારણ કે તેમ કર્યા વગર આગળ રસ્તો સુઝતો નથી.

૪. પીરની તરફ કોઇ વાતે અણગમો ન બતાવવો જોઇએ. કારણ કે તેઓ પીર હોવાથી ખુદાતાલાના હુકમ પ્રમાણે ચાલે છે, ખોટી રીતે ચાલે તો પીર કહેવાય નહીં.

૫. દીનનું કે દુનીયાનું કોઇ પણ કામ પીરનાં હુકમ સિવાય થોડું કે બધું કરવાનું કદી માથે લેવું ન જોઇએ.

૬. પીરની રીતભાત, નરમાશ, અને તેમની મહેમાનદારીને હલકી ગણવી ન જોઇએ. અને જે વાત પીરને પસંદ ન હોય તે તરફ મુરીદે વલણ કરવું ન જોઇએ.

૭. જે કાંઈ ભેદની વાત મુરીદે જાગતાં કે સ્વપ્નામાં જોઇ હોય તેનો ખુલાસો પીરથી મેળવવો જોઇએ.

૮. હંમેશા પીરના વચનના આતુર રહેવું જોઇએ, અને જોવું જોઇએ કે પીર શું ફરમાવે છે. કારણ કે તેમની જીભ ખુદા તાલાના કમાલ સાંભળવાનું એક સાધન છે. જે કોઇ આકીનથી આવુ કરે છે તે કદી પીરની રોશનીની બરકતથી બેનશીબ રહેતો નથી.

૯. પીરની આગળ કોઇ દહાડે મોટેથી બોલવું ન જોઇએ. કારણ કે એમ કરવું એ બહુ મોટી બેઅદબી છે.

૧૦. પીરની આગળ મજાખ મશ્કરીની વાતો કરવી ન જોઇએ, તથા મોટેથી દાંત કહાડવા ન જોઇએ. એમ કરવાથી પીરની બેઅદબી થાય છે, કારણ કે કોઇની મશ્કરી કરવાનો ખુદાનો હુકમ નથી.

૧૧. પીરની આગળ નકામું બોલ બોલ ન કરવું જોઇએ, કારણ કે તેમ કરવાથી તેમની વાતોમાં ખલલ પડે છે અને મુરીદની બેઅદબી ગણાય છે.

૧૨ પીરનો મરતબો સઉથી મોટો સમજવો જોઇએ. જે વાત પીરને કહેવા જેવી ન હોય તે કહેવી ન જોઇએ, અને બે ફાયદા (નકામી) વાતો પુછ પુછ કરવી ન જોઇએ.

૧૩. પીરનો ભેદ કોઇને કહેવો ન જોઇએ. જો મુરીદને ગેબથી કાંઈ ખબર પડે તો પણ તેને ખોલવો ન જોઇએ. કારણ કે એવુ કરવાથી દુનીયા તેમને ચેન દેતી નથી.

૧૪. પોતાની હકીકત પીરને જાહેર કરવી જોઇએ. જે ભેદ તેના જોવામાં આવે તે પીરને કહેવો જોઇએ કે કદાચ તેમાં કાંઇ સુધારો કરવા જેવું હોય તો પીર કરી શકે.

૧૫. પીર આગળ શરીર કે માથું ઉઘાડુ કરીને કે પગ લાંબાં કરીને બેસવું, અગર ત્યાં સુઇ રહેવું કે થુકવું, કે હુકો બીડી પીવી, કે ત્યાં કોઇ સાથે કજીયો કરવો, એ બહુ બેઅદબી ભરેલુ છે માટે તેમ કરવું ન જોઇએ. તેમ પીરને પીઠ કે પગ થાય એમ બેસવુ ન જોઇએ.

૧૬. પીરને દીનની (જ્ઞાનની) વાતો પુછવી, પણ નિરર્થક દુનીયાની વાતો પુછી તેમને કંટાળો આપવો ન જોઇએ.

૧૭. પીર કરે તે ન કરવું પણ કહે તે કરવું જોઇએ.

૧૮. પીર કરતાં હું પોતે હોશીઆર છું કે વધારે જ્ઞાનવાળો છું એમ સમજવું ન જોઇએ, કારણ કે તેમનો મરતબો ખુદાએ મોટો બનાવ્યો છે.

૧૯. પોતાના માલ કે દોલતની મોટી મોટી વાતો પીર આગળ કરવી ન જોઇએ, કારણ કે તેઓ જાણે છે કે તમે પૈસાની મહોબત ઘણી રાખો છો.

૨૦ પીર અમારા વગર બેસી રહેશે અને તેમને અમારા વગર ચાલવાનું નથી એવો વિચાર કરવો એ મોટામાં મોટી બે અદબી અને ભુલ છે. તેઓ ખુદા સિવાય કોઈની દરકાર રાખતા નથી.

૨૧. પીર પધારે તો તેમના સામે આગલે ગામ સુધી જવું જોઈએ. પીર નજરે પડે કે તરત ઉભા થઇ જવું જોઈએ.

૨૨ પીરની અદબ કરવામાં જરા પણ ખામી રાખવી ન જોઇએ.

૨૩ પીરને અદબથી સલામ કરવી જોઈએ અને તેમની દસ્ત બોસી કરવી જોઇએ.

૨૪ પીરથી ઉંચે અગર તો તેમની બરાબર કદી પણ બેસવું ન જોઇએ, કારણ કે તેમ કરવાથી ઘણી બેઅદબી થાય છે અને મુરીદ જાહેલ ગણાય છે. પીર પણ ખરા પીર જોઇએ. તેમનો નફ્સ (જીવ) મરેલો જોઇએ. તેમનામાં જરા પણ અભિમાન ન જોઇએ. જેને આપણે જાણીએ છીએ, અને જેમના ખાનદાન, ઈલમ, રીત-ભાત, રહેણી કરણી વીગેરેથી વાકીફ છીએ તેવા ખુદાના રસ્તાવાળા પીર સાથે સંબંધ જોડવો જોઇએ. રસ્તે જનારને કે કોઈ અજાણ્યા પરદેશીને પીર બનાવી બેસાડવાથી કાંઈ ફાયદો થતો નથી. તે તો ખાઈ જાય છે અને લઇ જાય છે અને હેરાન કરી જાય છે. એવાં ઘણા દાખલા બનેલા આપણે સાંભળ્યા છે અને વળી જોયા છે.

——:(૦):——

# અમદાવાદવાળા મુન્શી ફખરોદીન સાહેબ "ફરીદી" એ હાલના પીર મોટામીયાં સાહેબની શાનમાં બનાવેલો કસીદો.

---

બઉં અવજે ચીશ્તીયાં ગાહે નઝર બર મન ફિગન  
સૈયદી મોટામીયાં, ગાહે નઝર બર મન ફિગન.  
સંગે દેહલીઝે મુકદદસ મીરજએ મબ્બુક હય  
અય મોઇનો મહેરબાં, ગાહે નઝર બર મન ફિગન.  
મઝહરે ગંજે શકર. મકબુલે હક ફરરૂખ સેયર  
બહરે ફયઝાં હય રવાં, ગાહે નઝર બર મન ફિગન.  
આપકા દરબાર હર શૈખો બરેહમન કે લીએ  
બન ગયા દારૂલઅમાં, ગાહે નઝર બર મન ફિગન.  
ગુલશને ગુલતાને તસવ્વુફને મોઅત્તર કર દીયા  
શાદ હય પીરો જવાં, ગાહે નઝર બર મન ફિગન.  
અએ મતાએ દીને હક, સદકા ફરીદે પાકકા  
આ ગયા હું મયં યહાં; ગાહે નઝર બર મન ફિગન.  
ફઝલે હકસે તા કયામત ફુલતા ફલતા રહે  
ગંજ શકરી બોસતાં, ગાહે નઝર બર મન ફિગન.  
નજમે કીસમત ઓજ પર આ જાય અય રશ્કે કમર  
હો કરમ મોટામીયાં, ગાહે નઝર બર મન ફિગન.  
હેઠ "ફરીદી" કમતરી ભી મુસ્તફાકે દાદ હય  
રહેમ કુન શાહે ઝમાં, ગાહે નઝર બર મન ફિગન.

---

૧૨

# કસીદો.

હે બુલંદ તકદીર મેરી, દામને ખ્વાજા મીલા.
ચિસ્તીયું મેં હશ્ર હોગા, ઔર કયા ચાહું ભલા.

૧ હીંદ કે વાલીકી કમલી કે મીયાં જો તાર હેં
ઈતને પએરઓ બક્ષાવા વંગે. ખુદા સેં બર મલા હે.

૨ ખ્વાજા કુતબુદીન ઔર, ગંજે શકર બાબા ફરીદ
હામીએ કુલ ચિસ્તીયાં હેં, અર્શકો દેંગે હિલા. હે.

૩ સાબિરી ઔર હેં નિઝામી, ગુલ ફરીદુદીન કે
બોસ્તાને ચિસ્તીયાં હેં ફઝલસે ફુલા ફલા. હે,

૪ હે તસર્રૂફ ચિસ્તીયોંકા હર દયારે હિન્દમેં
શમએ તૌહીદ ચમકી, રાસ્તએ ઇરફાં ખુલા. હે

૫ હિન્દકી અકલીમ ઇનાયત, હુઈ રસુલે પાકસે
તબસે ઝંડા ચિસ્તીયુકા, સબસે આગેહી ચલા. હે.

૬ ચિસ્તી હેં એહલે બહિસ્તી, ઔર પુસ્તા દીનકી
દેખના હો દેખલે કયા શાન હે રબ્બુલ-ઉલા. હે.

૭ કાયમુદીન ઔર મંગરોલી મુઇનુદીન હેં
ગૌહરે ગંજે શકર, ગુજરાતમેં સદ્કે અલ્લા. હે.

૮ ઔર બી હેં ગંજશકરી લાલ ઉનકે બાદ મેં
જીસ્સે યે ગુલ્શન હે તાઝા કાપકો ફિર હો ગિલા. હે.

૯ જામ મસ્તી કે પીલાએ, આશકાને દીદકો
હર એક બેખુદ હો રહા તે, પીર જો એસા મીલા. હે.

૧૦ નામ હે ખ્વાજા મતાઉદ્દીન મૌલાના લકબ
ઉસ્કું હે મોટા મીયાં, જીસને દીલ હેં દીલ હિલા. હે.
૧૧ હે નિઝામુદીન કયામુદીન ફરીદુદીનબી
એહરે ઈશ્કાંકી વો મોજે', કયા કહા જાએ ભલા. હે.
૧૨ એસા ચિસ્તી ખાનદાં, જીસ્કો મીલા વો ખુશ નસીબ
અઝો "મિસ્કી" કર રહા હે, ઉસકો તો સબ કુછ મીલા. હે.

# આ પડછાની ચોપડી માટે મળેલા અભિપ્રાયો.

માંગરોલવાળા મહાન પીર મોટામીયાં સાહેબના પડછા. આ પુસ્તક વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ ઈનામ તથા લાયબ્રેરી ખાતે મંજુર કર્યું છે. આ પુસ્તકમાં પીર મોટામીયાં સાહેબના અદ્ભુત ચમત્કારો દર્શાવવામાં આવ્યા છે. પીર સાહેબ વેજીટેરીઅન મહાત્મા હતા. ટુંક મુદ્દતમાં આ પુસ્તકની બે આવૃતિ બહાર પડી ગઈ તેજ તેની ઉપયોગીતા સાબીત કરી બતાવે છે. અમો આ ચમત્કારો દરેકને વાંચવા ભલામણ કરીએ છીએ.
"કાઠીઆવાડ સમાચાર"તા. ૧૪ મી ફેબરૂઆરી સન ૧૯૧૭
પાન ૧૮ અમદાવાદ.

"પોલિટિકલ સોમીઓ" તા. ૧૩મી એપ્રીલ સને ૧૯૧૭.

માંગરોલવાળા મહાન પીર મોટામીયાં સાહેબ ના પડછા. ચોપડીનું નામ તે મુજબના આખા એક મોટા વાક્યમાં વિદ્વાન લેખકે સમાવેલ છે અને તે નામથીજ આખા પુસ્તકની ઇબારત તે ઉપરથી સમજાઇ જાય છે. "પડછા" આ શબ્દ "પરચા" શબ્દનો અપભ્રંશ થએલા શબ્દમાંથી અને ગુજરાતી જાણનારા વર્ગમાં તે એક સામાન્ય વપરાતો હોવાથીજ વિદ્વાન લેખકે તે નાખ્યો હશે, પરંતુ અમારી માનિનતા મુજબ જ્યારે તેમણે આવું અગત્યનું પુસ્તક લખવાને પ્રયાસ કર્યો છે તો પછી તેવો એકજ શબ્દ કે જે આખાં પુસ્તકનો હેતુ સમજાવનારો છે, તેવા અપભ્રંશ થયેલા રૂપ કરતાં અસલ અને શુદ્ધ લખ્યો હોત તો વધુ ઠીક ગણાત. ગ્રંથકર્તા એક વિદ્વાન અને અનુભવિ માસ્તર તરીકેના નામ કામથી મશહુર છે એટલે તેમણે પુખ્ત વિચારથીજ તેવું નામ રાખેલ હોય અને તેમનો તેવો હેતુ અમો નહીં જાણતા કે સમજતા હોવાથી અમારે તેવી સામાન્ય સુચના કરવી પડી છે.

તે ચોપડીનો સંગ્રહ કરવામાં કર્તાએ ઘણો શ્રમ લીધો જણાય છે એમ આખું પુસ્તક વાંચવાથી ખાત્રી થાય છે. પરંતુ તેમાં સમાયેલા સંખ્યાબંધ દાખલાથી અમુક અમુક દાખલા જોવા કે વાંચવા ઇચ્છા રાખનારા અગર તો તેમાં એકંદરે કુલ કેટલા અને કેવા વિષયો કેવા મથાળા તળે ગોઠવાયા છે તે જોવા જાણવા માટે પુસ્તકના શરૂ ભાગમાંજ તેની અનુક્રમણીકા જો દાખલ કરી હોત તો તેવી અગત્યની સગવડતાથી પુસ્તકની મહત્વતામાં વધુ વધારો થાત.

અમો ઉમેદ રાખીએ છીએ કે તેવા એક ધાર્મિક પુસ્તકની અનેક આવૃતિઓ બહાર પડવી જોઇએ અને તે પડશેજ. જો અમારી સુચના ગ્રંથકર્તાને પસંદ હોય તો તેવો સુધારો કે ફેરફાર કરો અગર ન કરો એ તેમની ઇચ્છાની વાત છે. અમોએ પોતાની ફરજ સમજીને તેવા એક અગત્યના પુસ્તકની મહત્વતા તથા સગવડમાં વધારો થાય એવા સારા હેતુથી તેવી એક સામાન્ય સુચના કરી છે.

તે પુસ્તકમાં ધ્યાન ખેંચનારાં મથાળાં ૬૧ છે, અને તે ઉપર તેવા આંકડા કે નંબર પાડેલા નથી, પણ ગણતરી કરતાં તેટલા જણાય છે તેમાં કોઇ કોઇ જગાએ એક મથાળા તળે વધુ પેટા ભાગ તરીકે પણ સમજ પડે તેવી રીતે બતાવેલ છે તે એક નાની ચોપડીમાં ગ્રંથકર્તાએ જાણુવાજોગ અગત્યના વિષયોનો સમાસ કરેલો છે, અને તેથી જણાય છે કે (૧) મહાન બુઝુર્ગ પડદે-પોષ થએલા પીર મોટામીયાં સાહેબની કરામતો (ચમત્કારો) ના અસરકારક દાખલા. (૨) તે મહાન બુઝુર્ગની માંગરોલમાં મઝહબી કામની વૃદ્ધિ કરવા સ્થાપેલી ગાદી અને તેને લગતી અત્યાર સુધીની કારવાઇયોના વર્ણનો. (૩) તે મહાન પીર શ્રી મોટામીયાં સાહેબથી લઇ અનુક્રમે ગાદી ઉપર આવી ગએલા અને પડદે પોષ થએલા બુઝુર્ગના વખાણવા લાયક વૃતાંતો. (૪) પબ્લીકમાં અને રાજ્યમાં એ મહાન બુઝુર્ગના સંબંધમાં કેવી લાગણીઓ છે તે વિષેના જાહેર મતો. (૫) હાલના ગાદીપતી ના૦ પીર સાહેબ શ્રી મોટામીયાં સાહેબની શરૂ થએલી કારકીર્દી અને ભવિષયની ઉમેદોના માટે બાંધવામાં આવતી ઉમદા નેક આશાઓના જાહેરમાં આવેલા દાખલાઓ. સદરહુ નાના પુસ્તના ઉપલા પાંચ પ્રકારના વર્ણનો

ટુંકામાં અસર કારક રીતે સમજાવેલ છે. એટલે તેની તેજ બાબતમાં અત્રે વિવેચન કરવું એ લંબાણ થવાના ભયથી લખેલ નથી. ના. ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ તે પુસ્તકને ઘટીત માન આપી લાયબરેરીઓ માટે અને ઇનામ ભેટ-બક્ષીસોમાં બહોળો ફેલાવો થાય એવા હેતુથી પરવાનગી આપી છે. મુફસીલના પેપરમાં પણ તે પુસ્તક માટે તેવીજ પ્રસંશા કરી છે. આવા જાહેર મત અને નોંધો તે પુસ્તકની અને તેના પ્રગટ કર્તાની યોગ્યતામાં વધારો કરનારા પ્રત્યક્ષ પુરાવા છે.

માંગરોલના મહાન બુઝુર્ગ પીર મોટામીયાં સાહેબના ચમત્કારના જે કાંઇ દાખલા ગ્રંથકર્તાએ મેળવીને લખ્યા છે એ તેમની ધાર્મિક અને પોતાના પુજ્ય પીર સાહેબશ્રીના પરમ ભકત હોવાની સાબીતી બતાવે છે.

---

## માંગરોલવાળા મહાન પીર મોટામીયાં સાહેબના પડછા.

એ વિષે 'અખબારે ઇસલામ'ના અધીપતિ સાહેબ પોતાના તા૦ ૧૨-૫-૧૪ ના અંકમાં લખે છે કે એ નામની કીતાબ તેના પ્રસિધ્ધ કરતા માસ્તર કાસમભાઇ સુલેમાનભાઇ તરફથી અભિપ્રાય અરથે મળી છે. પીર મોટામીયાં સાહેબ હાલના જાણીતા પીરજાદા મોટામીઆં સાહેબ (સચીન સ્ટેટના નાયબ દીવાન અને કડી તરફના શહેર કાઝી)ના વડીલ થાય છે. કીતાબ ઉપરથી જણાય છે કે પીર સાહેબના ચમત્કારો ખાસ મનન કરવા જોગ છે, પાણી ઉપ-

રથી ચાલી જવું, સાપ કરડેલાનું હોસમાં આવવું, સચ્ચી પેશીન ગોઈ, મસ્ત સાંઢનું નરમ થઇ જવું, એ વીગેરે અનેક ચમત્કારો વાંચવા જેવા છે. પોતાના પીરની શકતી કેવી હતી તેનું અજવાળું આ કીતાબ મુરીદોની અંધારામાં રહેલી સંખ્યા ઉપર સારી રીતે પાડી શકશે. મુરીદોએ ખસુસ કરીને આ કીતાબ પોતાની પાસે સંગ્રહી રાખવી જોઇએ. કીતાબના પાછલા ભાગમાં ઓલીઆની જયારત, મરતબો, અને પીરની અદબ એ હકીકત દાખલ કરવામાં આવી છે તે ઘણું સારૂ કીધું છે. હાલના વખતમાં એ દાખલ કરવાની જરૂર હતી. કીતાબ ગુજરાતી ભાષા અને ગુજરાતી હરફોમાં છે. અમારા અખબારે ઇસ્લામમાં આ ચમત્કારો અગાઉ પ્રગટ થએલા છે જેથી અમારા વાંચનારા અંજાણ નહીં હશે.

——૦):(૦——

## માંગરોળવાળા મહાન પીર મોટામીયાં શાહેબના પરચા–

એ વિશે વડોદરાનું **"સયાજી વિજય"** પત્ર પોતાના તા૦ ૨૩ જુલાઇ ૧૯૧૪ ના અંકમાં લખે છે કે,—

એ નામનું નાનું પુસ્તક જુદા જુદા પત્રો ઉપરથી સંગ્રહ કરી કડીવાળા માસ્તર કાસમભાઇ સુલેમાનભાઇએ પ્રસીદ્ધ કર્યું છે, જેમાં પીર સાહેબે શાંતિ અને દયા ભાવ વગેરે સદગુણોથી મુરીદોને બતાવેલા પરચાઓનું રસીક વર્ણન કરેલું છે જે વાંચતાં એ મહાન

પીર સાહેબ તરફ સર્વે કોઇને માનની લાગણી થયા વિના રહેતી નથી. એ મહાન પીર સાહેબ કડીના કાજી અને સચીનના નાયબ દીવાન મે. મોટામીયાં પીરજાદા સાહેબના પુર્વજ હોઈ આ દેશમાં સુવિખ્યાત છે.

આ દેશના મુસલમાન ભાઇઓ ગુજરાતી ભાષા બોલતા હોવા છતાં તેમના ધર્મને લગતું કે પીરો અને ઓલીઆ વીગેરે મહાત્મા-ઓનાં જીવન ચરિત્રો વિગેરેનું સાહિત્ય ગુજરાતી ભાષામાં ઘણુંજ થોડું હોઇ આવાં પુસ્તકો વધારે પ્રમાણમાં બહાર પડવાની જરૂર છે.

## માંગરોલવાળા મહાન પીર મોટામીયાં સાહેબ.

"માંગરોલવાળા મહાન પીર મોટામીયાં સાહેબના પડછા"ને લગતી એક નાની ચોપડી તેના સંગ્રહ કરતા માસ્તર કાસમભાઈ સુલેમાનભાઇ તરફથી પ્રગટ કરવામાં આવી છે. આ પીર સાહેબ આસરે બસો વરસ ઉપર કડી ખાતે થઈ ગયા હતા અને તેઓ વેજીટેરીઅન હતા. તેઓએ ઘણા ચમત્કારો કર્યા હતા તેની ટુંક વીગતો આ પુસ્તકમાં છે જે મોટે ભાગે દંતકથા ઉપરથી તઇયાર થએલી લાગે છે. પીર સાહેબના મુરીદો માટે શ્રદ્ધા મજબુત કરનાર તરીકે આ પુસ્તક ઘણી સારી સેવા બજાવી શકે એમ છે:—

**"સાંજ વર્તમાન"** તા. ૨૭ એપ્રીલ ૧૯૧૭ શુક્રવાર પાન ૬.

એકલબારાવાળા પીર શાહ કાયમુદીન બાવા સાહેબની

અનુપમ કિતાબ

# નુરે રોશન.

## તસવ્વુફ–બ્રહ્મજ્ઞાન અને સલુકનો એક અખુટ ખજાનો

---

### હિંદુ મુસ્લિમ જોડાણની એક ઉમદા સાંકળ.

### ખુદાને ઓળખવાનું એક ઉત્તમ સાધન.

માંગરોલની ગાદીવાળા પીરઝાદાઓના એક મહાન વડીલ પીર શાહ કાયમુદીન બાવા સાહેબની કીતાબ **"નુરે રોશન"** જે રૂહા-નીયતનો ખજાનો અને ખુદાઇ જ્ઞાનનો ભંડાર છે તેમાં જ્ઞાનની ઉંડી વાતો અને છુપા ભેદોનો સંગ્રહ છે. તે પીર સાહેબના મુરીદો ઘણીજ સાચવણથી રાખતા હતા અને કોઇને પણ આપતા નહોતા. હાલ તે કિતાબ મેળવી તેની ઉપર શરેહ લખી ગુજરાતીમાં બહાર પાડી છે. હિંદુ અને મુસલમાન બંનેને વાંચક લાયક છે. ખાસ કરી ઇલ્મે રૂહાનીના તરસ્યાઓ માટે તે આબે હયાતની ગરજ સારે છે. બસો બત્રીસ પાનાનું દળદાર પુસ્તક છે. ગ્લેઝ કાગળ, સોનેરી નામ સાથના પાકા પુંઠાની કીંમત ત્રણ રૂપીઆ. પોસ્ટેજ જુદું. નીચેને સરનામે લખો.

એડીટર "ઝુલ્ફીકાર" હરીપુરા–સુરત.